# અનુક્રમણિકા



( વધુ માટે જુઓ પાનું ૧૫મું )

# સમર્પણ

---

જગદ્જનની

કસ્તુરબાનો દેહ

આજે આપણી વચ્ચે નથી

પરંતુ એમની જીવન કસ્તુરી

આપણી વચ્ચે વેરાયેલી પડી છે.

આ પુસ્તકમાં જે જે બ્હેનોના જીવન

વૃતાંત આપેલ છે તેઓએ પણ કંઈક

અંશે પુજ્ય બાનું અનુકરણ કરવા કોશીશ

કરેલ છે તેમના તરફથી તથા મારા તરફથી

આ "ગુર્જર મહિલાઓ" ભાગ ૧ લો

પુણ્યશ્લોક કસ્તુરબાને અર્પણ કરીએ

છીએ. એમના પુનિત આત્માને

પરમ કૃપાળુ પરમાત્મા

ચિર શાંતી બક્ષે એજ

અભ્યર્થના

**એ. આર. ભીમાણી**

# પ્રસ્તાવના

શ્રી ભીમાણીનો આ પુસ્તક લખવાનો પ્રયાસ સ્તુત્ય છે મહિલા જીવનના વિકાસ પ્રત્યેની આપણી બેદરકારી આપણી ગુલામીના મૂળમા છુપાયેલી હતી ગાધીજીએ એ વિષે આપણી આખ ઉઘાડી અને આપણે જાગ્રત થયા આ પુસ્તકમા મુખ્યત્વે મુબઈની ગુજરાતી મહિલાઓની ઝાખી કરાવવામા આવી છે ગુજરાત ભરમા જુદા જુદા ક્ષેત્રોમા કામ કરતી બ્હેનોનો આમા સમાવેશ થઈ શકયો હોત તો વધારે સારૂ થાત વાચક ભાઈ બ્હેનો આ પુસ્તકમાથી ગુણ સવર્ધનની પ્રેરણા લેશે એવી હુ આશા રાખુ છુ

મોરારજી દેશાઈ

## વિજ્ઞપ્તિ

"ગુર્જર મહિલાઓ" ભાગ પહેલાના વાંચકો (ભાઈઓ તથા બ્હેનો) ને વિનંતિ કરવાની જે તેમના ક્ષેત્રોમાં સેવા બજાવતી ગુજરાતી બ્હેનોના નામ તથા પાકું ઠેકાણું લખી મોકલશે તો તેમનો આભારી થઈશ.

એ. આર. ભીમાણી

# નિવેદન

પોરબંદરના રહિશ શ્રીમાન શેઠ હરકીસનદાસ, ખુશાલદાસના પેટ્રોનેજ તળે "ગુજરાતનું ગૌરવ" ગ્રન્થ પહેલો તૈયાર કર્યો તે વખતે કેટલીક બ્હેનોના કહેવાથી "ગુર્જર મહિલાઓ" નામનો ગ્રન્થ તૈયાર કરવાનો નિર્ણય કર્યો હતો તે વખતે કોઈપણ વિચાર કર્યા વગર સ્વીકારેલું પણ તૈયાર કરવાની તૈયારી કરી ત્યારે તેમાંની તકલીફનો ખ્યાલ આવ્યો. એક વખત તો નાશીપાસ થઇ ગયો હતો પણ મારા મામા શેઠ રતિલાલ મોતીચંદની સાથે વાતચીતમાં તેમણે શ્રી. સુલોચના બ્હેન મોદીને આ કાર્યમાં મદદ કરવા કહેવાનું કહ્યું. તેમની ભલામણથી શ્રી. સુલોચના બ્હેનની મુલાકાત થઇ અને તેમણે બનતી મદદ આપવા સ્વીકાર્યું. ગુર્જર મહિલાઓનો પેલો ભાગ આપના કરકમળમાં મેલવા શકિતશાળી થયો છું તે ખાસ તેમની દોરવણીને આભારી છે. હુ તમનો ખરા અંતઃકરણપુર્વક ઉપકાર માનું છું.

તે સીવાય કેટલીક બ્હેનોએ એડવાન્સ રકમ આપી મદદ કરી છે તેમનો પણ આભાર માનવાની આ તક લઉ છું.

આ પુસ્તક કટકે કટકે છપાણું છે અને તે સંબંધમાં સુનીટી પ્રીન્ટીગ પ્રેસના માલિકો અને ખાસ કરીને તેમના ફોરમેન મી. જમનાદાસ ખુશાલદાસનો ખરા અંતઃકરણથી ઉપકાર માનું છું. તેમણે ઘણી મહેનત કરી છે. આડે અવળે પાનેથી છાપવાનું દેતાં છતાં તેમણે સંતોષપુર્વક કામ કરી બજાવ્યું છે.

જે બ્હેનોના જીવન વૃત્તાંત ફોટા સાથે આવ્યો છે તેઓએ પણ તકલીફ ઉઠાવી છે તે ખાતર તેમનો આભાર માનું છું

બર્માના રેફ્યુજી પાસે મુડી તો કયાંથી હોય પણ આ પુસ્તક બહાર પાડવામાં મને આર્થિક મદદ શ્રીમતી સુરજ બ્હેન ગીરધરલાલ શંઘાણીએ નિસ્વાર્થ ભાવે કરી છે. તેમની મદદ વગર આ પુસ્તક બહાર પડી શકત નહી તે નિર્વિવાદ વાત છે માટે તેમનો ખરા અંતઃકરણપુર્વક આભાર માનું છું.

એ. આર. ભીમાણી



## પૂજ્ય કસ્તુરબા



ભાગ્યશાળી ભારતવર્ષમા યુગાતરે એવી વિભૂતિઓ જન્મી છે કે જેઓ જનતા સમક્ષ રાષ્ટ્રાભિમાન, જનસેવા અને ચારિત્રની પ્રેરણા દેનાર ચિરસ્થાયી પ્રતિમાઓ બની રહે છે પુરાણોના શ્રવણથી અનેક યુગવોની વાતો જાણી આપણે પાવન થઈએ છીએ હાલમા આપણી દ્રષ્ટિ સમક્ષ પૂ ગાધીજી અને કસ્તુરબાનુ પુણ્ય સ્વરૂપ મૂર્તિમત બને

છે, તેઓએ દેશ, સમાજ અને સત્યને ખાતર શું સહન નથી કર્યું ?

એમણે ઘરબાર છોડયાં. કુટુંબ, નાત અને ગામની માયા ત્યાગી, સુખ અને એશઆરામને તિલાંજલી આપી આદર્શ આત્મબળિદાન.

અનેક વિધ યાતનાઓને એમણે સહર્ષ વધાવી લીધી. કારાવાસની કાળી દિવાલો પાછળ વર્ષો સુધી પુરાયા. નોકરશાહીના દમનના તેઓ ભોગ બન્યાં કેવળ સત્ય, દેશ અને માનવ જાતના ઉદ્ધાર ખાતર એમના માથે કારમા કાળ ચોઘડિયાઓ વીતી ચૂકયાં

પતિ પરાયણ શ્રી. કસ્તુરબાનો જન્મ સને ૧૮૬૯ની સાલના એપ્રીલ માસમા પોરબંદર ખાતે શ્રી ગોકળદાસ મકનજીને ત્યા શ્રીમતિ વ્રજકુવરબાની કુખે થયો હતો.

એ જમાનામાં કન્યા કેળવણી ઓછી હોવાથી કન્યાને ઘર કામમાં હુશીયાર અને નીતિવાન બનાવવા તરફ ખુબ કાળજી રખાતી.

માતાપિતા પાસેથી સંસ્કાર, ધર્મ અને નીતિનું જ્ઞાન મેળવી તેર વર્ષની ઉમરે તેર વર્ષના ભરથારની ભાર્યા બનીને કસ્તુરબા સાસરે સીધાવ્યા. પત્નીની નિરક્ષરતા પતિને સાલવા લાગી પતિ શિક્ષક બન્યા પત્નીને પંડિતા બનાવવાના કોડ તો પુરા ન થયા પરંતુ સાધારણ જ્ઞાની તો અવશ્ય બની શકયા

શ્રી ગાંધી દંપતિના ઘર સંસાર મંડાયો. મહાત્માજી સાથે કસ્તુરબા આફ્રીકા ગયાં, જ્યા દુઃખની ઝડીઓ વરસી. આર્ય કન્યાએ આર્ય સંસ્કૃતિની કુખ દીપાવી. )

આફ્રીકાનુ મહાત્માજીનુ નિવાસ સ્થાન એટલે જનતાનો જાહેર અખાડો શ્રી કસ્તુરબાએ પરોણાઓનો સત્કાર કરવો તથા સેવા કરવી

આફ્રીકાના હિંદીઓ માટે માનવતાના અધિકાર મેળવવા સફળ સંગ્રામ ખેલી મહાત્માજી હિંદ આવવા તૈયાર થયા અનેક સ્થળે માનપત્રોના મેળાવડા થયા સોના, ચાંદી તથા ઝવેરાતોની ભેટો મળી. કસ્તુરબાએ પોતે ઉઠાવેલ જહેમતનો હીસ્સો માગ્યો શ્રી કસ્તુરબાની વ્યાજબી માગણીની કદર કરવા છતા સેવાના બદલામા મળેલી ભેટોનો જાતે ઉપભોગ ન કરતા જનતેના માટે મહાત્માજીએ તેનુ જાહેર ફંડ બનાવ્યુ કસ્તુરબા કમકમી રહ્યા પણ પતિની ઇચ્છાને આધિન થયા.

"ખ્રિસ્તિ ધર્મની રૂએ થયેલા લગ્નો વિધિસર તથા હિંદુ વિધિના લગ્ન અવિધિસરના" એવા સરકારની ઉશ્કેરણીથી વડી અદાલતે આપેલા ચુકાદા સામે આફ્રીકા ખાતે કસ્તુરબાએ ચાર સત્યાગ્રહી સ્ત્રીઓ સાથે સત્યાગ્રહ આદર્યો, પ્રતિજ્ઞા પ્રમાણે જેલમા ફળાહાર પુરો ન પાડવા માટે ઉપવાસ આદર્યા સત્યાગ્રહીની સત્યાગ્રહી પત્નીને સફળતા મળી આ ઉપરાંત આફ્રિકા ખાતેની મહાત્માજીની પ્રત્યેક લડતોમા અને પ્રવૃત્તિઓમા શ્રી કસ્તુરબાએ ફાળો આપ્યો છે અને તેમ કરવામા આકરી શિક્ષાઓ અને અપમાનો સહ્યા છે પતિના દુખના સમયમા સુખના પડછાયો કદિયે લીધો નથી

સને ૧૯૧૫મા સાબરમતિના તીરે મહાત્માજીએ આશ્રમ નાખ્યો) એ આશ્રમના આત્મા તે કસ્તુરબા એમના

પુનિત હસ્તે આશ્રમ વ્યવસ્થા અને સાફસુફી પામતો, મહેમાનો સ્વાગત પામતા, આશ્રમવાસીઓ માવજત તથા હરિજનો આશ્વાસન પામતા તેઓ પોતાનો કર્તવ્ય ધર્મ બરાબર બજાવતા રહેતા હતા.

હિંદની સ્વદેસી ખાદી, હરિજન, દારૂનિષેધ, કેળવણી, સ્ત્રી શિક્ષણ, સમાજ સુધારણા, ગ્રામ્યોદ્યોગ વિગેરે રાષ્ટ્ર હિતની અનેક પ્રવૃત્તિઓમાં અને લડતોમાં તેઓ મોખરે રહેતા આવ્યા છે.

જેલ યાત્રાની પ્રસાદી મેળવી છે. રાજકોટના છેલ્લા સંગ્રામમાં જનતાના દુઃખો સાંભળીને રાજસ્થાની પ્રજાની વ્હારે ધાયાં શ્રી. કસ્તુરબાએ વૃદ્ધા વસ્થા અને નાદુરસ્ત તબીયતની પરવા ન કરી, દેશના સુખેસુખી અને દુઃખેદુઃખી છે એ રાજકોટની જેલનાં મહેમાન બની બતાવી આપ્યું.

ગોઝારી જેલની દીવાલો પાછળ કપરાં કષ્ટો ખમતાં મહાત્માજીની વેદનાઓનો વિચાર કરતાં વિયોગી કસ્તુરબાને કેટલું દુઃખ થયું હશે! સહન શીલતાની દેવી સમાં ભારત વર્ષના જગદંબા પૂજ્ય કસ્તુરબાનું જીવન ભારતની ભાર્યાઓ સમક્ષ આદર્શ પ્રેરણારૂપ બની રહો.

શ્રી. કસ્તુરબા સને ૧૯૪૪ની શરૂઆતમાં પુનામાં આગાખાનના બંગલામાં કે જે તેમનું જેલનું નિવાસ સ્થાન હતું ત્યાંજ આ ફાની દુનીયા છોડી જીવનભર આદર્શો પાછળ ઝઝુમતાં આપણા માટે એક જ્વલંત ઉદાહરણ સમા બનીને સ્વર્ગવાસી થયાં છે. અંતિમ પ્રાર્થના એજ છે કે તેમને સ્વર્ગમાં શાન્તિ મળે એજ અભ્યર્થના.

મુંબઈમાં રહેવા તથા જમવાની
બાદશાહી સગવડ

—

હવા ઉજાશવાળું મકાન

—

સ્વાદિષ્ટ તથા વિવિધ
વાનગીઓ યુકત
આરોગ્યપદ
ભોજન

નૂ સિંધ હિંદ લૉજ

નં. ૨૭૭ હોર્નબી રોડ, મુંબઈ.

તારનું સીરનામું
"લૉજ"

ફોન નં.
૩૨૮૯૫

બોરીબંદર પાસે
મધ્ય સ્થળ

—

ઓરડરથી બહાર
ભાણા ખાસ દેખરેખ તળે
તૈયાર કરાવી મોકલવામાં
આવે છે.

લેડી શ્રી લક્ષ્મીબાઈ જગમોહનદાસ જે. પી



'શ્રી લક્ષ્મીબેનનો જન્મ સંવત ૧૯૩૦ના ચૈત્ર શુદ ૨ના દિવસે મુંબઈમા કપોળ ગૃહસ્થ ગધવજી માવજીભાઇને ત્યા થયો હતો.

તેઓએ બાળપણમા માતૃસુખ ગુમાવ્યું હતુ જેથી તેમના સુધારક પિતાશ્રીના આશ્રયે ઉછરી સર મંગળદાસ

નથુભાઈ કન્યાશાળામાં સાતેક વર્ષનો ગુજરાતી અભ્યાસ કર્યો હતો.

૧૪ વર્ષની વયે તેમનું લગ્ન મુંબઈના સુપ્રસિદ્ધ નાગરિક અને દાતા ગણાતા શેઠ વરજીવનદાસ માધવદાસના પુત્ર શેઠ જગમોહનદાસ સાથે થયું હતું. તેઓમાં ખાનદાનીના ઉત્તમ ગુણો હોવાથી શ્રી લક્ષ્મીબ્હેનનો સંસાર પણ સુખમય સંસાર થતો હતો.

શ્રી લક્ષ્મીબ્હેનને ધાર્મિક વ્યાખ્યાનો સાંભળવાની આદત હતી જેથી તેમનામાં વિચાર કરવાની શકિત તથા બુદ્ધિનો વિકાશ થયો.

શ્રી જગમોહનદાસ શેઠને સરકારે નાઈટહુડનો ખિતાબ આપ્યો હતો. મુંબઈના ગવર્નર પત્નિ લેડી વિલીંગડને લેડી લક્ષ્મીબાઇને ખાસ આગ્રહ પૂર્વક સલાહ આપી કે હિંદુ જ્ઞાતિમાં લગ્નોમાં અપાતી ભેટો અને પહેરામણીમાં "વોર બોન્ડ" આપવાનો પ્રચાર કરવો. તેમને એવો સુંદર અને હિંમત ભર્યો ઉત્તર આપ્યો કે હિંદુ લગ્નોમાં ભેટો કે પહેરામણી કાગળો દ્વારા આપી શકાતિ નથી. પહેલા વિશ્વયુદ્ધ વખતે તેઓ બ્હેનના અધ્યક્ષપણે વોરબોન્ડમાં એક લાખ અને એંસી હજાર રૂપીયાનું ફંડ થવાથી તેમની પ્રશંસા થઈ હતી.

૧. મુંબઇમાં ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના થઈ તેમાં તેઓ સને ૧૯૦૮માં જોડાયા હતા. તે દ્વારા સ્ત્રી

સમાજના અભ્યુદયના કાર્યમાં તેઓએ ઓતપ્રોત બની જઇ પચ્ચીસ વર્ષ પર્યંત પ્રમુખ તરીકે ફતેહમંદ સેવા કાર્ય બજાવ્યું છે.

તેઓ મુંબઇની અન્ય સ્ત્રી સંસ્થાઓ ભગિની સમાજ, સેવા સદન, સાન્તાક્રુઝ ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળ, હિન્દ મહિલા સમાજ, વનિતા વિશ્રામ, બોમ્બે વિમેન્સ કાઉન્સીલ, હિંદી સ્ત્રી સંગઠન, નેશનલ વિમેન્સ કાઉન્સીલ વીગેરેમાં સર્જનમાં અને સંચાલનમાં તેમનો સહકાર ઉપયોગી થઈ પડયો છે.)

મુંબઇની અનેક જાહેર સ્ત્રી સભાઓ અને અનેક જાહેર પ્રવૃત્તિઓના પ્રમુખ પદેથી વારંવાર પ્રેરણાત્મક અને ઉત્તેજનાત્મક કાર્ય તેમના હસ્તે થયું છે.

કાઠીયાવાડમાં જ્યારે મોટા પ્રમાણમાં ઇન્ફ્લુએંઝા ફાટી નીકળ્યો ત્યારે તેઓએ અમરેલી અને બીજા એવા સ્થળોમાં જાતે જઇ લોક સુખાકારી માટે કાર્ય કર્યું હતું, અને સને ૧૯૧૮ના દુષ્કાળમાં કાઠિયાવાડનાં દુષ્કાળ પીડિત ધામોમાં અને ઘરોમાં જાહેર અને ગુપ્ત મદદો આપવા તેઓએ મુંબઇ ફેમીન રીલીફ કમીટી તરફથી ભગિની સમાજના કાર્યવાહકો અને બીજી બ્હેનોને સાથે લઇ ફરીને પ્રસંશાત્મક કાર્ય કર્યું હતું. એક શ્રીમંત સન્નારીએ મુંબઇના મહાલય છોડી ગરીબ લોકોને મદદ પહોંચાડવા કેટલું કષ્ટ વેઠી પ્રયાસ કર્યો છે તે ધન્યવાદને પાત્ર છે.

તેઓની મારફતે આશરે પોણા બે લાખ રૂપીયાની રકમ તાત્કાલિક કાઠીયાવાડને મળી હતી તે કાર્યને હજુ પણ કાઠીયાવાડ નિવાસીઓ યાદ કરે છે.

મુંબઈ શહેર અને બહાર દુરદુરના પ્રદેશોમાં પણ જ્યારે જ્યારે દુષ્કાળ, લીનીયો, ભુકમ્પ જેવી કુદરતી આફતો કે હુલ્લડ જેવા ભયંકર પ્રસંગોમાં પણ સંકટોને દુર કરવા કે રાહત આપવા સંસ્થાઓ કે જાહેર સભા દ્વારા અનેક જાહેર ફંડો ખોલાવી તેમની યોગ્ય વ્યવસ્થા કરી છે.

તેઓની જાહેર કાર્યકર્તા, દાતા, અને એક આગેવાન સ્ત્રી તરીકેની પ્રતિષ્ઠાની કદર કરી સરકારે સને ૧૯૨૪માં તેમને જે. પી. બનાવ્યા અને તેઓ જે. પી નું માન મેળવનાર હિંદુ કોમમાં પ્રથમ સ્ત્રી હતાં. પરંતુ સને

૧૯૩૦ના સત્યાગ્રહ વખતે સરકારે સ્ત્રીઓ પ્રત્યે બતાવેલ અયોગ્ય અને અત્યાચારી વર્તનને વખોડી કાઢી આ જે. પી. નું માન પાછું ફેરવ્યું અને તેજ સમયે મુંબઈની જાહેર સ્ત્રી સભાના પ્રમુખ પદેથી સરકારીની એ નીતિને વખોડી કાઢી હતી અને હિંદી સ્ત્રીઓના સ્વમાન માટે દુનિયા ભરમાં એ સભાના ઠરાવોનો પ્રચાર કર્યો હતો. એ રીતે માન અકરામમાં અંજાઈ જઇ અત્યાચાર અને અન્યાયને સહન કરી લેવાની નિર્બળતાથી પોતે કેટલા દુર છે તે જગતને બતાવી આપ્યું હતું.

તેઓની દેખરેખ તળે શ્રી ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળે ઝળકતી પચ્ચીસી ઉજવી. તેમના ઉત્તેજનથી મંડળના મકાન માટે આશરે એક લાખ રૂપીયાનું ફંડ એકઠું કર્યું જેમાં તેઓના સ્વર્ગસ્થ પતિ સર જગમોહનદાસે પચાસ હજાર રૂપીયા આપી લેડી લક્ષ્મીબાઇના સેવાવૃક્ષને સુફલિત કર્યું.

તેઓ ધાર્મિક દ્રષ્ટીએ ચુસ્ત સનાતની નહિ પણ મધ્યમ શ્રેણીના ધર્મનાં તત્વોને શુદ્ધ સ્વરૂપે માનનારાં છે. તેઓ અંધશ્રદ્ધાળુ કે રૂઢી ચુસ્ત નથી પણ વિચારક સનાતની છે. તેઓએ સંસ્કૃત સાહિત્યના ઉત્કર્ષ માટે તથા ધાર્મિક સંસ્થાઓના વિકાસ માટે ઘણું કર્યું છે, તેમજ ફંડો દ્વારા જાતે હજારો રૂપીયા તેવી પ્રવૃત્તિઓમાં ખર્ચ્યા છે અને ખર્ચે છે, તેમજ નાની મોટી સામાજીક પ્રવૃત્તિઓ તેમનાં પોષણ મેળવે છે.

તેઓએ ઉંઝા-ઉત્તર ગુજરાતમાં તેમના સ્વર્ગસ્થ પુત્રીની સ્મૃતિમાં "શ્રી કમળાબાઇ મહિલા પુસ્તકાલય" સ્થાપી તેની કાયમી યોજના કરી છે.

તેઓ રાષ્ટ્રીય વિચારોથી મુકત નથી. જ્યારે જ્યારે કોઇપણ રાજકીય પ્રવૃત્તિ તેમની સેવા માગે છે ત્યારે તેઓ હિમતભર આગળ આવે છે.

મુંબઈમાં લેડી લક્ષ્મીબાઈએ સમાજ તથા સરકાર ઉપર પોતાનો સારો પ્રભાવ પાડયો છે. જ્યારે કોંગ્રેસ

સરકારે મુંબઇનો વહિવટ શરૂ કર્યો ત્યારે તેઓને ફરીથી જે. પી. બનાવવામાં આવ્યા. રાષ્ટ્રીય સરકારની ઈચ્છાને તેઓએ અપનાવી જે. પી. નું માન સ્વીકારી લીધુ.

હાલમાં તેઓ વયોવૃદ્ધ અને અસ્વસ્થ તબીયતના કારણે ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ તરીકે અને બીજી ઘણી સંસ્થાઓમાંથી લગભગ નિવૃત્ત થયાં છે છતા મંડળે તેઓને આ જીવન માનદ્ પ્રમુખ તરીકે કાયમ રાખ્યા છે અને હજુયે અનેક સંસ્થાઓ અને જાહેર પ્રવૃત્તિઓ તેમની સલાહ અને સહકારની આશા રાખે છે જે તેઓ યોગ્ય રીતે આપે છે.)

વૃદ્ધાવસ્થા તથા અસ્વસ્થ તબીયત તેમની માનસીક શકિતને ક્ષિણ કરી શકી નથી. તેઓ કોઇપણ સંસ્થામાં પડેલી આંટીઘુંટી તથા કોઇ અડચણ આવી પડે તેમને સફલતાથી ઉકેલવામાં ઘણા ઉપયોગી થઇ પડે છે.

સને ૧૯૩૪માં તેમના પતિ સર જગમોહનદાસ સ્વર્ગવાસ પામ્યા તે પછી આજ સુધી પોતાનાં એસ્ટેટો, જુદાં જુદાં ધર્માદા ખાતાંઓ અને પરમાર્થી ફંડોનો વહીવટ ટ્રસ્ટી તરીકે આટલી ઉમરે પણ વ્યવસ્થિત કરે છે.

હમણા છેલ્લે સને ૧૯૪૨માં તેઓની આ લાંબી અને સફળ સમાજ સેવિકા તરીકેની જાહેર સેવાઓને

અભિનંદવા મુંબઈમાં ૩૧ સ્ત્રી સંસ્થાઓ તરફથી સંયુક્ત માનપત્ર આપવામાં આવ્યું હતું. જે પ્રસંગ મુંબઈના સ્ત્રી ઉન્નતિના ઇતિહાસમાં અને અદ્વિતિય હતો.

(આવી વિરલ વ્યક્તિ માટે આપણે જેટલું ગૌરવ લઈએ તેટલું ઓછું છે. પ્રભુ તેમને દીર્ઘાયુ અને સુસ્વાસ્થ્ય અર્પે એજ.)

—·○·—

## શ્રી તારાબ્હેન માણેકલાલ



શ્રી તારાબ્હેનનો જન્મ કાઠીયાવાડ એજન્સીના ડીસ્ટ્રીક્ટ અને સેશન જજ તથા રાજપુતાનામાં આવેલા ડોગાના બગવાની સ્ટેટ તથા કાઠીયાવાડમાં આવેલા ધ્રાંગધ્રાના દીવાન અને એડમીનીસ્ટ્રેટર શ્રીયુત હરિલાલ નીમચંદ ગોસળીયાને ત્યાં સંવત ૧૯૮૮મા થયો હતો તેમના માતુશ્રી જડાવબ્હેન ઘણા સંસ્કારી હતા માબાપના સંસ્કાર તેમની

રગેરગમાં પ્રસરી ગયા છે જેથી ગમે તેવા કાર્યક્ષેત્રમાં કામ કરવા તેઓ ફતેહમંદ થાય છે.

મુંબઈના જુના શ્રીમંતોમાં પ્રખ્યાત ગણાતા શ્રીમાન શેઠ પ્રેમચંદ રાયચંદના પુત્રવધુ થાય. શ્રી માણેકલાલ શેઠની વિપુલ સમૃદ્ધિને શોભાવવા શ્રી તારાબ્હેન ભપકો કરીને તો નથી ફરતાં પરંતુ એ રિદ્ધિ શોભી ઉઠે એવા ગૌરવ ભરેલા કાર્યો તો એ કરેજ છે. એમનામાં બુદ્ધિની તેજસ્વિતા સાથે આગ્રહની મેળવણી થયેલી છે. એમની કાર્ય પદ્ધતિમાં એ નિયમન લાવવા મથી રહ્યા હોય એવું દેખાય, જો ઝીણવટથી નિરીક્ષણ થાય તો એમની હસીને હાથ જોડીને વાત કરવાની રીત ખરેજ અનુકરણ કરવાં ગમે તેવી છે.

શ્રી તારાબ્હેન આંતર રાષ્ટ્રીય સ્ત્રી પરીષદના ઉપ-પ્રમુખ છે એમ જાણ્યા પછી જો કોઇ જાણે કે એ કોઇ કોલેજમાં ગયેલાં નથી, ત્યારે ખરેજ નવાઈ પામ્યા વગર ન રહે. એમનામાં અંગ્રેજી બોલવાની છટા અને જરા પણ ગરમ થયા વિના પોતાનું ધાર્યું કરાવવાની તાકાત અસાધારણ છે. અલબત્ત એની પાછળનું બળ બે ભાગમાં વહેંચાયેલું પણ હોય છતાં ઘણીએ સમૃદ્ધિવાન બ્હેનો, બુદ્ધિમાન બ્હેનો જેમાં દ્રઢ નથી રહી શકતી એવી ચોકકસ સાહમારીમાં ઉભા રહી શકે અને દેખીતો વિજય મેળવી શકે એવી શ્રી તારાબ્હેનની તાકાત છે.

શ્રી તારાબ્હેન મુંબઇના સુલેહ અમલદાર છે. અને જુવેલાઇન કોર્ટની સ્થાપના થઈ ત્યારથી તેમના માનદ્ માજીસ્ટ્રેટ છે.

ચીલ્ડ્રન્સ એઇડ સોસાયટી (બાળ રક્ષક સંસ્થા)ના પહેલા સ્ત્રી ચેરમેન છે.

સીનેમા સેન્સરશીપ બોર્ડના પહેલા સ્ત્રી સભ્ય હતા.

સને ૧૯૩૩થી નેશનલ કાઉન્સીલ ઓફ્ વિમેનના સેક્રેટરી અને હાલમાં થોડા વર્ષથી એકઝીકયુટીવ પ્રમુખ છે.

નેશનલ કાઉન્શીલ ઓફ્ વિમેનની શાખા ધી બોમ્બે વિમેન્સ કાઉન્શીલના પ્રેસીડન્ટ છે.

તેઓ રાષ્ટ્રિય વિચારો ધરાવે છે. સંપૂર્ણ ખાદી પહેરે છે. પણ સંસારનું અવલોકન કરી પોતાના પગ નીચેની જમીન તપાસીને પગ મુકનાર છે, બાકી એ ગુજરાતણના તેજને વધારનાર છે. એમાં તો કોઈથી ના નહી કહી શકાય.

શ્રી તારાબ્હેન શ્રદ્ધાનંદ આશ્રમમાં, બાળ રક્ષણ ગૃહમાં સ્ત્રી રક્ષણ ગૃહમાં એમ ઘણી સંસ્થાઓમાં સેવા અર્પી રહ્યા છે.

શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં પણ ઉપ-પ્રમુખ છે.

એ પોતે પ્રાંતીયતામાં માનતા નથી એ ખરૂં છે, છતાં ન્યાતજાતમાં પણ ન માનતા હોય તેવુંય નથી.

શ્રી જૈન મહિલા સમાજમાં ખુબ રસ લીયે છે. તેમાં ઘણો વખત મંત્રી પદે કામ કરી હાલમાં તે સંસ્થાના પ્રમુખ છે. એ સંસ્થામાં જ્ઞાતિ ઉપરાંત બીજી બ્હેનોને સભાસદ તરીકે નોંધવાની એમણે ગોઠવણ કરી છે. શ્રી માંગરોળ જૈન મહિલા સમાજ એ માટેજ ગૌરવ લે તો ના નહી કારણ એમાં સ્ત્રી જાતી તરફનો ભાવ તરવરી ઉઠે છે.

મુંબઈ ઈલાકાના સ્ત્રી સંઘના એ બીજીવાર પ્રમુખ નિમાયા હતા પરંતુ એમના પુત્ર રમેશચંદ્રનું વિલાયતમાં અચાનક મૃત્યુ થવાથી એમને મોટો આઘાત લાગે એ સ્વભાવિક હતું અને તે કારણથી તેઓએ રાજીનામું આપ્યું હતું પરંતુ ત્યારપછી લગભગ એક વર્ષ પાછી તેઓ ફરીથી પ્રમુખ નિમાયા હતા અને એ સંસ્થાને વધુ લોકપ્રિય બનાવવા એમણે ઘણો પ્રયત્ન કર્યો છે. એમની કામ કરવાની રીત સંસ્થાને યાંત્રીક બનાવવા જેવી છે. સંસ્થા એની મેળે ચાલે, ખર્ચ થોડું થાય, કામ વધારે થાય એવી ઈચ્છા એમને ઉંડેઉંડે હોય તેમ જોનારને લાગ્યા વિના નહી રહે. એમના પ્રમુખ પદ દરમીયાન પુના અને સોલાપુરમાં એમણે મુંબઈ ઈલાકા સ્ત્રી સંઘની શાખાઓ ખોલી છે. એમનામાં રહેલું સ્વમાન એમને બધાયે કાર્યમાં ફત્તેહ અપાવે છે.

શ્રી ભગીની સમાજનાં તેઓ પ્રમુખ હતા અને દશ વર્ષ સુધી તે સંસ્થાની સેવા કરી છે.

અખીલ હિંદ મહિલા પરીષદના ખજાનચી તથા ઉપ-પ્રમુખ છે.

ફ્રેન્ચાઈઝ કમીશનના મુંબઇ ઇલાકાના સ્ત્રી સભ્ય છે.

હિંદુ લૉ રીફોર્મ કમીટી જે રાવ કમીટી તરીકે ઓળખાય છે, તેના પણ સભ્ય છે.

નેશનલ કાઉન્શીલ ઓફ્ વિમેનના ડેલીગેટ તરીકે અખીલ એશીયન પરીષદના ડેલીગેટ તરીકે ચુંટાયા હતા.

બાળ લગ્ન પ્રતિબંધનો કાયદો જે શારદા એકટ તરીકે પસાર થયો છે તેમાં બીજી સ્ત્રી સંસ્થાઓની ઝુંબેશમાં તેમનો હિસ્સો પણ હતો.

નૂતન બાળ શિક્ષણ સંઘની મુંબઈના શાખાના તેઓ પ્રમુખ છે.

કન્યાઓને પુત્ર જેટલીજ કેળવણી લેવાની સગવડ મળે તે સબંધમાં ખુબ પ્રયાસ કરેલ છે.

એમના પુત્રના મૃત્યુ નિમી-તે રૂપીયા બે લાખ જેવી મોટી રકમ મુંબઈની મ્યુનીસીપાલીટીને "ક્ષય રોગ નિવારણ હોસ્પીટલ" માટે આપી છે.

નાની મોટી અનેક સંસ્થાઓમાં તેઓ પેટ્રન છે અને ઘણી મદદો આપે છે જે બહાર આવતી નથી.

શ્રી તારાબ્હેનની કામની આવડત અને કાર્ય પરાયણતાથી એમણે એ સિદ્ધ કરી બતાવ્યું છે કે શ્રીમન્ત હોવા છતાં કૉલેજની કેળવણી નહિ લીધેલી હોવા છતાં ગરીબોની વચમાં અને વિદ્વાનોની વચમાં સમાનતાથી ઉભા રહેવાની સ્ત્રીમાં તાકાત છે એ તાકાતને સ્ત્રી પીછાણે અને એનો ઉપયોગ કરે તો જગતનાં પટમાં સ્ત્રી મોખરે રહે.

સ્ત્રીના અંધારા જીવનમાં દીપક પ્રગટાવવા, બીકણ સ્વભાવમાં નિર્ભયતા લાવવા, અજ્ઞાનના ભિતરમાંથી બહાર કાઢવા, સ્ત્રી જગતમાં ઉંચુ માથું રાખવા, હિંદી સ્ત્રીઓને નિર્ભય, બળવાન અને કોમળ ભાવનાવાળાં નેતાઓની જરૂર છે, એમાંના પોતે એક નહોય પણ માતા, બ્હેન શિક્ષિકા અને દોરનાર એવી અનેક બ્હેનોમાં એમના જેવી શકતી આવે એવું જોવાની શ્રી. તારાબ્હેનની ઇચ્છા છે. એ ઇચ્છા પ્રભુ એક દિવસ જરૂર સફળ કરશે એવી આશા અસ્થાને નથી. શ્રી તારાબ્હેન જેવા ખંતીલા કાર્યકર્તાઓ જનસમાજને ઉન્નત કરી શકેજ એમાં બે મત ન હોઇ શકે એક તારાબ્હેનના પ્રયત્નોમાંથી સેંકડો તારાબ્હેનો પ્રકાશમાં આવે એવી શકિત તારાબ્હેનમાં છે તેમાં વૃદ્ધિ થાઓ, એ જોવાને તેઓ દીર્ઘાયુ થાવ એજ અભ્યર્થના.

---

ખાસ ઘટાડેલા ભાવ

# ગુજરાતનુ ગૌરવ

ગ્રન્થ ૧ લો

મુલ્ય રૂા. ૧૦)

મળી શકશે-

એ. આર. ભીમાણી

ગોંડલ.

શ્રી. હંસાબ્હેન મહેતા.



બરોડા, બીકાનેરના માજી દીવાન અને ગ્વાલીયરના પરદેશ અને રાજકીય ખાતાના પ્રધાન સ્વ. સર મનુભાઈ નંદશંકર મહેતાની દીકરી શ્રી. હંસાબ્હેનનો જન્મ સુરતમાં સને ૧૮૯૭ના જુલાઇ માસની ૩જી તારીખે વડનગરા નાગર જ્ઞાતિમાં થયો હતો

માબાપની લાડકવાયી દીકરી વડોદરામાં ઉછરી હતી અને ત્યાંજ તણે કેળવણી સંપાદન કરી હતી

બરોડાની મહારાણી હાઇસ્કુલમાં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી જેમાં મુંબઈ યુનિવર્સિટીનું મેટ્રીક્ટ પ્રાઇઝ જીત્યાં હતાં.

મુંબઇ યુનિવર્સિટીના ઇન્ટર ક્લાસમાં ગંગાભાઈ ભટ્ટ શિષ્યવૃત્તિ મેળવી હતી. તત્વજ્ઞાનમાં ઉંચા માન સાથે સને ૧૯૧૮માં બરોડા કોલેજમાંથી ગ્રેડ્યુએટ થયા હતા. તે દરમિયાન સને ૧૯૨૦માં જીનીવામાં ભરાયેલ વીમેન્સ ઈન્ટરનેશનલ કોનફરન્સમાં હાજરી આપી હતી.

સને ૧૯૨૨માં કેળવણી અર્થે અમેરિકાની લાંબી મુસાફરીએ ગયાં હતાં. સને ૧૯૨૩ના જુલાઈ માસમાં સાન્ફ્રાન્સીસ્કોમાં પહેલી એજ્યુકેશનલ વર્લ્ડ કોનફરન્સ ભરાણી તેમાં હાજરી આપી હતી વળતી વખતે જાપાન થઈને આવતાં મહાન ધરતીકંપમાં સપડાઇ ગયાં હતાં.

બરોડા સ્ટેટના ચીફ મેડીકલ ઓફીસર ડૉ. જીવરાજ નારાયણ મહેતા સાથે સને ૧૯૨૪માં તેમનાં લગ્ન થયાં હતાં. ડૉ. મહેતા મુંબઇની જી. એસ. મેડીકલ કોલેજના ડીન તરીકે સને ૧૯૨૫ થી ૧૯૪૨ સુધી હતા. આ લગ્ન આંતરજાતીય હોવાથી રૂઢીચુસ્ત સમાજમાં ખુબ ખળભળાટ થયો હતો.

મુંબઇ મ્યુનિસિપાલિટીની સ્કુલ્સ કમિટીના સભ્ય તરીકે સને ૧૯૨૭માં ચુંટાયા હતાં. સને ૧૯૨૭ થી ૧૯૩૧ સુધી સ્કુલ્સ કમિટીમાં સેવા બજાવી.

સને ૧૯૨૭માં પુનામાં ભરાયેલી પહેલી અખિલ હિંદ મહિલા પરિષદનાં સભ્ય થયાં. તે પરિષદની મુંબઈમાં શાખા ખોલી જેની કાર્યવાહક સમિતિના ઉપ-પ્રમુખ તથા સભ્ય હજુ સુધી રહ્યા છે. સને ૧૯૨૫ના ડીસેમ્બર માસમાં તે કમિટીના પ્રમુખ થયાં હતાં.

સને ૧૯૨૮માં તેમને જે. પી. નો માનદ્ ખિતાબ મળ્યો હતો પણ કોંગ્રેસ હિલચાલને અંગે સને ૧૯૩૦માં તે ખિતાબ તેમણે ત્યજી દીધો હતો.

સને ૧૯૩૦ની અસહકારની પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લીધો હતો, તેમાં કેદની સજા થઈ હતી. ત્રણ માસ સુધી જેલમાં રહ્યાં હતાં.

સને ૧૯૩૨માં ફરી પકડાયાં હતાં અને સને ૧૯૪૦-૪૧ની સત્યાગ્રહની હિલચાલમાં યરોડા જેલમાં પાંચ માસ સુધી તેમને રાખવામાં આવ્યાં હતાં.

સને ૧૯૨૯માં ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ સ્થપાયું ત્યારથી તે મંડળના પ્રમુખ છે. તે સંબંધમાં ત્રણ પ્રદર્શન યોજ્યાં હતાં.

૧ સને ૧૯૩૪માં વીમેન્સ આર્ટસ અને ક્રેફ્ટસ એકઝીબીશન.

૨ સને ૧૯૩૭માં આર્ટ ઇન ધી હોમ એકઝીબીશન.

૩ સને ૧૯૩૯માં ચાઇલ્ડ ઈન ધી હોમ એકઝીબીશન.

છેલ્લા ૨૦ વરસથી ભગીની સમાજમા જોડાયા છે અને ૧૯૪૩થી તેના પ્રમુખ છે

સને ૧૯૩૧થી ૧૯૪૬ સુધી મુબઈ યુનિવર્સિટીના ફેલો હતા શ્રી નાથીબાઈ વીમેન્સ યુનિવર્સિટીની સીન્ડીકેટના ફેલો તથા સભ્ય છે અને સને ૧૯૪૯મા તેના વાઇસ ચાન્સેલર તરીકે તેમની ચુટણી થઈ છે

સને ૧૯૩૭મા મુબઈની ધારાસભામા સભ્ય ચુટાયા હતા અને ફરી સને ૧૯૪૦મા પણ ચુટાયા હતા

સને ૧૯૩૭–૩૯ સુધી કેળવણી તથા આરોગ્ય ખાતાના પાર્લામેન્ટરી સેક્રેટરી થયા હતા

સને ૧૯૩૯–૪૨ સુધી મુંબઈ પ્રાતિય પ્રાથમિક કેળવણી બોર્ડના પ્રમુખ હતા

સાહિત્યમા ખુબ રસ ધરાવે છે અને બાળ યોગ્ય કેટલીક વાર્તાઓના પુસ્તકો લખ્યા છે. જેવા કે બાલ વાર્તાવલી, કિશોર વાર્તાવલી, ગોળીબારની મુસાફરી ભાગ ૧લો તથા રજો, બાવલાના પરાક્રમ, અરૂણનુ અદ્‌ભૂત સ્વપ્ન.

બીજા નાટકો લખવા ઉપરાત શેકસપીયરના બે નાટકો હેમલેટ અને મર્ચન્ટ ઓફ વેનીસનો ગુજરાતીમા અનુવાદ કર્યો છે

અગ્રેજીમા નીચેના પુસ્તકો લખ્યા છે —

"વીમેન અંડર ધી હીંદુ લૉ ઑફ મેરેજ એન્ડ સક્સેશન." "Women under the Hindu Law of Marriage & Succession."
"સીવીલ લીબર્ટીઝ." "Civil Liberties."
પોસ્ટ વોર એજ્યુકેશન (સ્ત્રી કેળવણી સંબંધી ખાસ સુચના સાથે) Post war education with Special reference to women education)

યુનાઇટેડ નેશન્સની સ્ત્રીઓની સ્થિતિ સંબધી કમીશનમાં સભ્ય ચુટાયાં હતાં અને ન્યુયોર્કમાં સને ૧૯૪૬ ના એપ્રીલ માસમાં ભરાયેલી પહેલી બેઠકમાં હાજરી આપી હતી.

સને ૧૯૪૬ ની ઇન્ટરનેશનલ એલાયન્સ ઓફ વીમેનના ઉપ-પ્રમુખ ચુટાયાં છે.

આટલી પ્રવૃત્તિઓ છતાં સમાજનાં કાર્યોમાં ખુબ રસ લે છે. ગમે તેવા જરૂરી કામકાજમાં રોકાયા હોય છતાં તેમની મુલાકાત માગતાં મુલાકાત આપે છે અને શાન્ત સ્વભાવથી બધાને સાંભળી યોગ્ય સલાહ આપે છે. ઘણી વખત જરૂરિયાત પડયે આર્થિક ભોગ પણ આપે છે જેની કોઇને જાણ થતી નથી.

પરમાત્મા આવી સેવા ભાવી બેનોને વધારે સેવા કરવા દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી. જડાવબ્હેન રામકૃષ્ણ દવે



શ્રી. જડાવબ્હેનનો જન્મ ગોંડળના પ્રખ્યાત જોશી કુટુંબમાં શ્રી. પોપટલાલ રણછોડ જોશીને ત્યાં સને ૧૮૯૭ ના જાનેવારી માસની તા. ૧૭મી તારીખે થયો હતો.

સંસ્કારી માબાપોના આશ્રય તળે બાળજીવન પસાર કરી મોંઘીબા ગર્લ્સ હાઇ સ્કુલમાં પુરૂં ગુજરાતી

શિક્ષણ તથા અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનું જ્ઞાન મેળવ્યું હતું.

સને ૧૯૧૨ ના મે માસની ૨૧ ની તારીખે તેમના લગ્ન ખોખરીના રહીશ શ્રી રામકૃષ્ણ દવેની સાથે થયા હતા. શ્રી. રામકૃષ્ણ દવે જ્યારે શેઠ ગોકલદાસ ડોસાની કું.ની જાપાનની કોબેની પેઢીના મુનીમ તરીકે નીમાણા ને તા ૧૧ અગસ્ટ ૧૯૧૨ ના જાપાન તરફ સીધાવ્યા, ત્યારે શ્રી જડાવબેને પહેલાં ગુજરાતી બાનુ તરીકે જાપાનની પહેલી મુસાફરી કરી હતી.

જાપાન જઈ પોતાના ઘર કામમાંથી પરવારી જાપાનમાં વસતા ગુજરાતી બાઈઓ સંબંધી તથા જાપાનની મહિલા પ્રવૃત્તિ સંબંધી માહીતી મેળવવામાં પોતાનો ફાલતુ વખત ગાળતા હતા.

જાપાનમાં લગભગ ૨૮ વરસ ગાળ્યા, કેટલીક વખત કુટુંબમાં લગ્ન અથવા જરૂરીયાત પ્રસંગે દેશ આવતા હતા.

જાપાનમાં વસતી તમામ હિંદી બ્હેનો સાથે જગપણ જાત ભાત એટલે હિંદુ મુસલમાનના ભેદ સીવાય સારો સબંધ જમાવ્યો. એક બીજાના કાર્યમાં ઉપયોગી થતા હતા.

જાપાનમાં હિન્દી સ્ત્રી મંડળની સ્થાપના થઈ ને તેમાં ઘણા વરસો સુધી આગળ પડતું કામ કરેલ છે.

તેમજ અવારનવાર મજકુર મંડળના મેળાવડા કરી હિન્દુસ્તાનની સ્ત્રી કેળવણી માટે ફાળા કરી મોકલાવ્યા છે. તેમની દેશ તરફ ઘણી તીવ્ર ભાવના હતી, કાઠીયાવાડમાં રાજકોટ વનિતાશ્રમને પણ મદદ કરી હતી.

શ્રી. રામકૃષ્ણ દવેને જાપાનના હિંદીઓ "દવે કાકા" તરીકે માન આપતા હતા અને શ્રી. જડાવબ્હેન સામાજીક કાર્યોમાં આગળ પડતો ભાગ લેતાં હતાં, જેથી તેઓ તરફ પણ હિંદીઓ માનની લાગણી બતાવતા હતા, અને જરૂરી પ્રસંગે તેમની સલાહ લેવા પણ આવતા હતા.

તેમને એક પુત્ર, બે પુત્રીઓ તથા પૌત્ર પૌત્રીઓ છે.

તેઓ પાછા જાપાન જાય અને હિંદી બ્હેનોને સામાજીક કાર્યોમાં દોરવણી આપે એમ ઇચ્છી, પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી સુલોચના એમ. મોદી એમ. એ.



મુંબઈના જાણીતા સમાજ સુધારક અને આર્ય સમાજના પ્રમુખ ડાકતર કલ્યાણદાસ જે. દેસાઈને ત્યાં દશા પોરવાડ જ્ઞાતિમાં સને ૧૯૦૭માં મુંબઈમાં શ્રી સુલોચના બહેનનો જન્મ થયો હતો.

વિદ્યા પ્રેમી અને શિક્ષિત તથા સંસ્કારી માબાપોના પ્રતાપે શ્રી સુલોચના બેન નાનપણથીજ વિદ્યા તરફ પ્રેમ દર્શાવતા થયાં. અભ્યાસ દરમીયાન કેટલાક પારિતોષક મેળવ્યાં હતાં.

૨૦ વરસની ઉમરે એટલે સને ૧૯૨૭માં મુંબઈ યુનીવર્સીટીની બી. એ.ની પરીક્ષામાં બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયાં હતાં. તેટલેથીજ નહી અટકતાં તેઓએ પોતાનો અભ્યાસ આગળ વધાર્યો હતો અને સંશોધન વૃત્તિથી હિન્દુસ્તાનની સ્ત્રીઓના વિકાસનો પ્રશ્ન હાથ ધર્યો હતો. આ હેતુ પાર પાડવા તેમણે "Socio-Economic position of women in India from 1858 to 1929" સને ૧૮૫૮ થી ૧૯૨૯ સુધીમાં હિંદની સ્ત્રીઓની સામાજીક-આર્થિક સ્થિતિ એ વિષય ઉપર એક થીસીઝ લખી એમ. એ.ની ઉપાધી મેળવી હતી.

પોરવાડ જ્ઞાતિમાં ઉચ્ચ અભ્યાસ કરી આ ડીગ્રી મેળવનાર તેઓ પ્રથમ બ્હેન હતા અને ગુજરાતી સ્ત્રીઓમાં બીજાજ હતા.

કાઠિયાવાડમાં રાજકોટના પ્રથમ પંકિતના બારીસ્ટર તથા પોરબંદર રાજ્યના માનવંતા ન્યાયાધિશ શ્રી વનેચંદ જે. મોદીના પુત્ર ડૉક્ટર મોહનલાલ વી. મોદી એફ. આર. સી. એસ. સાથે તેમના લગ્ન થયાં હતાં. તેઓ દશા શ્રીમાળી જૈન હોવા છતાં સુધારક વિચારો ધરાવતા હોવાથી તેમના પુત્રના લગ્ન પરજ્ઞાતિમાં કરવા હિંમત દાખવી હતી. આજથી ૨૦ વરસ પુર્વે

જ્યારે સ્ત્રી કેળવણીનો પ્રચાર જોઇએ એટલો થયો ન હતો, તેમજ પુત્રીઓના માબાપના માનસ પણ ઘણા સંકુચિત હતાં તેવે સમયે શ્રી સુલોચના બ્હેનના માતા પિતાએ ઉચ્ચ અભ્યાસ કરવા જે પ્રોત્સાહન આપ્યું હતું તે માટે તેમને અભિનંદન ઘટે છે. ચોકકસ સિધ્ધાંતોમાં માન્યતા રાખવી અથવા તેનો પ્રચાર કરવો એ ઘણું સરળ છે, પણ એ સિધ્ધાંતોને જીવનમાં ઉતારવા એ કઠીન વસ્તુ છે, પરંતુ નોંધ લેતા આનંદ થાય છે કે તેમના પિતાએ પોતાના આદર્શોને જીવનમાં ઉતારવા સખ્ત મુશ્કેલીઓનો સામનો કર્યો હતો, તેમજ ટીકાકારોની દરકાર કર્યા વગર સુધારણાના કાંટાળા માર્ગે આગળ ધપવામાંજ જીવનની ધન્યતા અનુભવી હતી.

અભ્યાસ પુર્ણ કર્યા બાદ પણ શ્રી સુલોચના બ્હેનનું જીવન પ્રવૃત્તિમયજ રહયું છે. શિક્ષણ લઇ માત્ર યુનિવર્સિટીની ડીગ્રીઓ મેળવવાનો તેમનો ધ્યેય નહતો, પણ જે યોગ્યતા તેઓએ મેળવી હતી તેનો ઉપયોગ જનસેવા અને ખાસ કરીને સ્ત્રીઓની પ્રગતિ અર્થે કાર્ય કરવાની તેમને અભિલાષા હતી.

સાધન સંપન્ન હોવાં છતાં એશઆરામ કે સુખચેનનું જીવન પસંદ ન કરતાં તેમણે નાની વયે વિવિધ પ્રવૃતિઓ હાથ ધરી છે.

મુંબઇની ઘણી સ્ત્રી સંસ્થાઓના કાર્યમાં તેઓ સંકળાએલાં છે અને તેના સંચાલનમાં તેમનો ફાળો નોંધવા લાયક છે.

ભગિની સમાજ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, બોમ્બે પ્રેસિડન્સી વિમેન્સ કાઉન્સિલ, નેશનલ કાઉન્સિલ ઑફ વિમેન ઈન ઇન્ડિયા, જૈન મહિલા સમાજ, જૈન વિદ્યાર્થી સંઘ વિગેરે સંસ્થાઓની કાર્યવાહક સમિતિના તેઓ સભ્ય છે તેમજ તેની કેટલીક ઉપસમિતિમાં જવાબદારી ભર્યો હોદ્દો તેઓ ભોગવી રહ્યા છે. બોમ્બે પ્રેસિડન્સી વિમેન્સ કાઉન્સિલના તેઓ એક સમયે ઉપ-પ્રમુખ હતાં, તેમજ તે સંસ્થાની પાર્લામેન્ટરી સમિતિના મંત્રીનું પદ તેમણે વરસો સુધી સંભાળ્યું હતું અને હાલ તેમા ચેરવુમન છે

હિંદુ કાયદાના સુધારણાના પ્રશ્નોમાં રસ લઇ તેનો ઝીણવટથી તેમણે અભ્યાસ કર્યો છે. હિંદુ કાયદાની પુનર્રચના કરવા દેશની મધ્યસ્થ સરકારે જ્યારે "રાવ સમિતિ" નામની એક ખાસ સમિતિ નીમી હતી અને એના સભ્યો દેશ ભરમાં ફરી જુદા જુદા પ્રાંતમાંથી જુબાની જ્યારે લેતા હતા તે વખતે પ્રાંતીય કાઉન્સિલ તરફથી તેઓએ આ સમિતિ સમક્ષ જુબાની આપી હતી.

ભગિની સમાજ તરફથી પ્રગટ થતી પત્રિકાના સહતંત્રી તરીકે તેઓ કામ કરી રહ્યા છે. આ ઉપરાંત ભગિની સમાજની ઘણી પ્રવૃત્તિઓમાં તેઓ સક્રિય મદદ આપી રહયા છે.

શ્રી સુલોચના બેનની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર ઘણું વિસ્તૃત રહયું છે. સામાજીક કાર્યો ઉપરાંત શિક્ષણ કાર્યમાં પણ તેમણે એટલોજ રસ લીધો છે, ઇન્ડિયન વિમેન્સ યુનિવર્સિટી સંચાલિત મુંબઇની શ્રી નાથીબાઇ દામોદર ઠાકરશી કૉલેજના

ઇતિહાસના અધ્યાપિકા તરીકે પણ વિદ્યાર્થીની બ્હેનોનો પ્રેમ છતી નામના મેળવી છે, તેમજ તે યુનિવર્સિટીની સેનેટના તેઓ સભ્ય છે.

તેઓ મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનની સ્કુલ્સ કમીટીમાં છેલ્લાં આંઠેક વર્ષથી સભ્ય તરીકેની જવાબદારી ભોગવી રહયા છે સ્કુલ્સ કમિટિના પ્રતિનિધિ તરીકે વનિતા વિશ્રામ અને સેવા સદન ટ્રેનીંગ કોલેજની કાર્યવાહક સમિતિના સભ્ય છે

તેઓ રાષ્ટ્રવાદી વિચારો ધરાવે છે. સ્ત્રી પુરૂષ બંનેને નાગરિક તરીકે સમાન અધિકારો પ્રાપ્ત થાય અને દેશના ભાવી બંધારણમાં સ્ત્રી અને પુરૂષના સબંધો સમાન ધોરણે નકકી થાય એ માટે સ્ત્રી સંસ્થાઓ દ્વારા સતત્ પ્રચાર કાર્યોમાં તેઓ રસ લઇ રહયા છે.

છુટાછેડાના કાયદા સબંધી મુંબઇ સરકારના લૉ મેમ્બર પાસે સ્ત્રીઓનું ડેલીગેશન તેમની આગેવાની નીચે ગયું હતું અને પોતાની વસ્તુ ઘણીજ સારી રીતે રજુ કરી હતી

પોતે બહુશિક્ષિત હોવા છતાં પણ ઘણાંજ વિનયી, નિરાભિમાની અને પ્રખર સેવાભાવી છે. સ્ત્રી ઉન્નતિ અને સેવામાં તેઓ ઘણો સારો રસ લઇ રહ્યાં છે.

પરમાત્મા, આવી સેવાભાવી બ્હેનોને સમાજ પ્રત્યેની તેની ફરજ અદા કરવા યશભાગી બનાવે અને દિર્ઘાયુ બક્ષે એજ અભ્યર્થના

## શ્રીમતી મધુરીબેન દાશ



ધી સીંધીયા સ્ટીમ નેવીગેશન કુા ના સ્થાપક શ્રીમાન શેઠ નરોત્તમદાસ મોરારજીને ત્યા શ્રી મધુરીબેનનો જન્મ મુબઇમા સને ૧૯૦૭ના ઓકટોબર માસની બીજી તારીખે રેટીયા બાન્સના થયો હતો

માબાપના લાડ તળે ઉછરી પ્રાથમીક શિક્ષણ લઈ કવીન મેરી હાઈસ્કુલમા દાખલ થયા હતા જ્યા મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો

સને ૧૯૨૪ના નવેમ્બર માસમા તેમના લગ્ન શ્રી ભાઇ નારણજી લીલાધર કારા સાથે થયા હતા કુટુબના સગા વ્હાલા સાથે ઓળખાણ પીછાણ બાદ સને ૧૯૩૧મા શ્રી ભાટીયા સ્ત્રી મડળમા સભ્ય તરીકે જોડાયા હતા તેજ વર્ષમા કમીટીમા સભ્ય તરીકે ચુટાઈ મત્રી પદે આવ્યા હતા ને હજૂ સુધી ચાલુ છે છેની ચુટણીમા ઉપપ્રમુખ તરીકે ચુટાયા છે

શ્રી ગોવર્ધનદાસ કરસનદાસ હિદુ બાળમદીરના તેઓ મત્રી છે મુબઈમા સ્ટીમરમા થયેલા ધડાકાની હોના રતમા બાલમદીરનુ મકાન આવી ગયુ હતુ તે સમયે ખૂબ પરીશ્રમ ઉઠાવી બાળમદીરને નેમ્યુઅલ સ્ટ્રીટમા આવેલા શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથાના માળામા ચાલુ કર્યું હતુ આ બાળમદીરને આજે પ્રાથમિક શાળા સુધી વીકસાવેલ છે

ભાટીયા હુન્નર ઉદ્યોગ ગૃહની સમિતિના એક સભ્ય છે, તે વીકસાવવામા સારો રસ લીયે છે

અખિલ મહિલા પરીષદની શાખા શ્રી ભાટીયા સ્ત્રી મડળના કોટ વિભાગમા ચાલુ કરી છે તેમા પણ સભ્ય છે

તેઓ ભગીની સમાજ ત્થા ભાટીયા સ્ત્રી મંડળના આજીવન સભ્ય છે.

તેઓ ઘણા સાદા અને નિરાભિમાની છે. તેઓના સરળ તથા મીલનસાર સ્વભાવને અંગે તેઓ પોતાની તથા અન્ય કોમોમાં બહુ જાણીતા થયા છે.

તેમણે નાની ઉમરમાંથી ઘણી બ્હેનોને મદદ અપાવી છે, જેની એક કાનથી બીજા કાનને જાણ થવા દીધી નથી. હજુ પણ તે પ્રવાહ ચાલુ છે

પરમાત્મા આવી બ્હેનોને વધારે ને વધારે સેવા કરવાની શકિત સાથે દીર્ધાયુ અર્પે એજ.



## શ્રી લીલાવતીબ્હેન મુનશી



ગુજરાતી ભાષાના ગૌરવશાળી લેખિકા તથા અગ્રગણ્ય સમાજ સેવિકા શ્રી લીલાવતીબ્હેનનો જન્મ સને ૧૮૯૯ માં થયો હતો. વિદ્યાનું તેજ અને બુદ્ધિની ચપળતાથી તેઓ એક આગેવાન સ્ત્રી કાર્યકરનું સ્થાન સંપાદન કરી ચુકયા છે. જાહેર જીવનની શરૂઆતમાંજ તેમણે અખિલ

હિંદુસ્તાનની મુસાફરી કરી અનેક પ્રકારના અનુભવો અને ભૌગોલિક જ્ઞાન સંપાદન કરી, સને ૧૯૨૩માં યુરોપની મુસાફરી કરી, અમૂલ્ય જ્ઞાન અને વિશેષ અનુભવોના અધિકારી બન્યાં.

યુરોપથી પાછા ફરી, તેમણે શ્રીયુત્ કનૈયાલાલ મુનશી સાથે ૧૫ મી ફેબ્રુઆરી ૧૯૨૬ના દિને લગ્ન કર્યાં અને સમાજમાં એક આદર્શ લગ્ન અને સમાજ સુધારણાનો મજબુત દાખલો બેસાડયો ત્યારબાદ તેઓ રાજકીય વિષયમાં રસ લેતાં થયાં. તેના પ્રતિક રૂપે તેમણે પહેલું રાજકીય કાર્ય, "તિલક સ્વરાજ્ય ફંડ"નું ભંડોળ મુંબઈ અને અમદાવાદમાં ફરીને ભેગું કર્યું.

(તેમની સામાજીક તેમજ રાજકીય પ્રવૃતિ ઘણી વિશાળ છે. વિદ્યા, બુદ્ધિ અને બહોળા અનુભવના ત્રીવેણી સંગમે તેઓ પ્રજાની વધુ નજીક આવ્યાં. પ્રજા તેમને એક સાચા કાર્યકરતા રૂપમાં ઓળખી શકી અને અવિરત ધારે પ્રજાનો ચાહ મેળવી શકયાં.

મુંબઈના "સ્ત્રી સેવા સંઘ" તથા "સાહિત્ય સંસદ" ના વર્ષો સુધી તેઓ માનનીય મંત્રી હતાં, અને તેમણે જે ઉત્સાહ અને ખંતથી સેવા બજાવી છે, તે ખરેખર પ્રસંશનીય છે. તેમણે એ. આઇ. સી. સી., તથા પાછળથી બી. પી. સી. સી. ના સભ્ય પદે ઘણી અમૂલ્ય અને સાચી સેવા બજાવી છે. તેમણે

સને ૧૯૩૦ની શરૂઆતમાં સત્યાગ્રહની ચળવળમાં પૂરા જોમ અને જુસ્સાથી ઝુકાવ્યું, અને તેજ વર્ષમાં તેમને વૉર-કાઉન્સીલના વાઈસ-પ્રેસીડેન્ટ તરીકે ચુંટી કાઢવામાં આવ્યાં હતાં. એ ચળવળમાં તેઓને ૪થી જુલાઈએ સરકારે પકડયાં હતાં અને ૩ મહીનાની જેલની સજા કરી હતી. તેઓ બી. પી. સી. સી.ની બૉયકૉટ કમીટીના મંત્રી હતાં, અને તેમાં તેગણે અનેકવિધ સેવાઓ અર્પેલી.

ત્રણ માસની જેલમાંથી મુકત થઈને તેમણે જીવનમાં ઘણું જ મહત્વનું અને સુંદર કામ કર્યું, અને તે કાલબાદેવી રોડ ઉપર, સ્વદેશી મારકેટ ઊભી કરવાનું અને તેની વ્યવસ્થા અને સંચાલન કરવાનું તે અરસામાં તેઓ તે, સ્વદેશી મારકેટના પ્રમુખના હોદ્દા ઉપર હતાં. ત્યારબાદ ૧૯૩૧માં તેઓ એ. આઈ. સી. સી. ના સભ્ય તરીકે ચુંટાઈ આવ્યાં અને વર્ષો સુધી તે ખુરશીને શોભાવી અમૂલ્ય સેવા કરવાની સારી તક લીધી હતી. સત્યાગ્રહની ચાલુ ચળવળમાં, તેઓની ૧૯૩૨ની ૬ઠી જાન્યુઆરીએ ફરીથી ધરપકડ કરવામાં આવી હતી, અને એક વર્ષની સજાના અધીકારી બન્યાં હતાં.

એજ વર્ષની આખરમાં તેમને છોડી મુકવામાં આવ્યાં હતાં અને ત્યાર પછી ૧૯૩૩માં નર્મદ શતાબ્દી કમીટીના ઉપ-પ્રમુખ તરીકે ચુંટાઈ આવ્યાં. ત્યારે તેમણે પોતાની કાર્યશકિતનો સારો પરિચય આપી, તે શતાબ્દી

ઉત્સવને સફળ બનાવવા અને તે માટે સારૂં એવું ફંડ ભેગું કરવામાં ઘણી સારી સેવા બજાવી હતી. અને તેવીજ રીતે અખિલ હિંદ સ્વદેશી સંઘના મંત્રી પદે પણ કુશળતાપૂર્વકની સેવા બજાવી હતી.

સને ૧૯૩૫માં મુંબઈમાં કોંગ્રેસના અખિલ હિંદ વાર્ષિક અધિવેશન વખતે, બી. પી સી. સી. તરફથી યોજાયેલ સ્વદેશી પ્રદર્શનના મંત્રી તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યાં હતાં–જ્યાં તેમણે ઘણીજ સારી કાર્યશકિત બતાવી હતી.

સને ૧૯૩૫માં મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનમાં તેઓ ચુંટાઇને આવ્યાં, અને ત્યાં તેમણે મેડીકલ રીલીફ કમીટીમાં ઘણી ઉત્તમ સેવા અર્પી હતી. અને ૧૯૩૯–૪૦ માં તેની ચેરમેનની ખુરશીને શોભાવી તેના કાર્યને દીપાવ્યું હતું. તે ઉપરાંત તેમણે કામગારો પ્રત્યે પણ સારી હમદર્દી બતાવી હતી અને તેમના સતત્ સંપર્કમાં રહેતાં હતાં. વર્કર્સ કમીટી અને ટ્રામ્વે કમીટીમાં પોતાની સેવાઓ અર્પી હતી અને સને ૧૯૪૦ની સ્ટેન્ડીંગ કમીટીના ચેરમેન ચુંટાઈ આવી, પોતાની કાર્યદક્ષતા બતાવી હતી.

સને ૧૯૪૦માં ફરી તેમની ધરપકડ કરવામાં આવી હતી. અને તે ચળવળમાં ભાગ લેવા બદલ તેમણે જેલ ભોગવી હતી. પરંતુ તેમના પતિની બીમારીને અંગે તેમને ૧૯૪૧ના માર્ચ મહિનામાં છોડી મુકવામાં આવ્યા હતાં. અને ત્યાર પછી

તરતજ તેમને "લે એન્ડ જનરલ પરપઝ કમીટી એન્ડ ઇમ્પ્રુવમેન્ટ કમીટી"માં ચુંટવામાં આવ્યાં હતાં. સને ૧૯૪૨થી તેઓ સ્કુલ્સ-કમીટીમાં સભ્ય તરીકે કાર્ય કરે છે, અને ૧૯૪૩માં સીવીલ ડીફેન્સ કમીટીના સભ્ય પદે તેમની નીમણુંક કરવામાં આવી હતી.

મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનમાં તેઓએ ૧૯૪૬ના એપ્રીલ માસ સુધી સભ્ય પદે ચાલુ સેવા બજાવી હતી, તે ઉપરાંત (કેટલીક જાહેર સંસ્થાઓ જેવી કે ધી ચીલ્ડરન્સ એઈડ સોસાયટીના પ્રમુખ પદે હતાં, બોમ્બે ઇન્ફન્ટ વેલ્ફેર સોસાયટી, પશ્ચિમ હિંદુસ્તાનમાં બાળકોના રક્ષણ કરતી સોસાયટી, બહેરામજી જીજીભાઈ હોમ, ઉમરખાડી રેસ્કયુ હોમ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, આદમ વીલી હોસ્પીટલ, તે ઉપરાંત બીજી સંસ્થાઓ જેવી કે ધી પેસેંજર એન્ડ ટ્રાફીક એસોસીએશન, આંધળાઓ માટેની વીકટોરીયા જ્યુબીલી સ્કુલ, મારવાડી પુસ્તકાલય, હરીજન સેવક સંઘ, ભગીની સેવા મંદિર, વગેરેમાં પોતાની સેવા અર્પી છે.) કોરપોરેશન વતી, તેને સંકળાયેલી ઘણીએ જાહેર સંસ્થામાં તેમણે સેવા અર્પી છે, અને હિંદી સરકાર તરફથી, કોરપોરેશન વતી, દુધાળાં ઢોર સંબંધી તપાસ કરવા માટેના પ્રતિનિધી નીમાયેલા હતાં. સને ૧૯૩૯-૪૦માં મ્યુનીસીપલ કોંગ્રેસ પાર્ટીના ડેપ્યુટી લીડર હતાં અને સને ૧૯૪૪માં તેના વ્હીપ હતાં. તેજ અરસામાં પબ્લીક રીલેશન કમીટીના મંત્રી નીમાયાં હતાં. ત્યાર બાદ સને ૧૯૪૬માં લેજીસલેટીવ એસે-

બ્લીમાં પોતાની ચુંટણીને કારણે કોરપોરેશનમાં રાજીનામુ આપ્યું હતું.

૧૯૩૭માં મુંબઇ લેજીસ્લેટીવ એસેમ્બલીમાં, કોંગ્રેસની ટીકીટ ઉપર ચુંટાઇ આવ્યા હતાં, તેવીજ રીતે ફરીથી તેઓ ચુંટાઇને આવ્યાં, અને તેજ વરસમાં એસેમ્બ લીમાંથી, બીજીએ યુનીવર્સિટીની એસેમ્બલી માટે ચુંટાઇને આવ્યાં. લેજીસ્લેટીવ એસેમ્બલીમાં તેમણે હિંદુઓના સામાજીક કાર્યો માટેના સુધારાના ઘણા ખીલો રજુ કર્યા હતાં. જેવાં કે અસમાન લગ્નોનો વિચ્છેદ. મુંબઇ સરકાર તરફથી, સ્વદેશી પરચેઇઝ કમીટી તેમજ ટેસ્ટ બુક કમીટી માટે તેમની નિમણુંક થઇ હતી. તેઓ અવારનવાર જેલોની તપાસ માટેની મુલાકાતો લેતાં હતાં. સને ૧૯૩૯થી સને ૧૯૪૪ સુધી તેમણે યુનીવર્સિટીમા ગુજરાતીના અભ્યાસ માટેની બોર્ડમાં સભ્ય તરીકે કામ કર્યું હતું, અને તેમાં ઘણો રસ લેતા હતાં.

સને ૧૯૩૭માં તેમને કરાંચીથી કલા કેન્દ્રનું ઉદ્ઘાટન કરવા માટે ખાસ આમંત્રણ મળ્યું હતું. અને સને ૧૯૩૯માં હિંદ સરકારે તેમને હિંદુ સ્ત્રીઓના ભરણ પોષણના હક વિષે તપાસ કમીટીમાં ખાસ નીમ્યાં હતાં પરંતુ દુર્ભાગ્યે રાજ્યદ્વારી વાતાવરણને અંગે, તે કમીટીની મીટીંગ મળી શકી નહિ. તેમણે ગૌરવ લેવા જેવું છે કે તેઓ ત્રણ વર્ષ સુધી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરની કમીટીના એકલા અને પહેલાં સ્ત્રી સભ્ય હતાં. હિંદના નેશનલ કાઉન્સીલ

ઓફ વીમેનના સભ્ય હતા, તે ઉપરાંત મુબઈ પ્રાંતની વીમેન્સ કાઉન્સીલની મેનેજીંગ કમીટીના સભ્ય અને ત્રણ વર્ષ સુધી ભીખારીના પ્રશ્નો માટેની તેની સબ-કમીટીના ચેરમેન હતા અને ૧૯૪૩મા ઓમ્બે વીમેન્સ એસોસીએશનના ચેરમેન તરીકે તેમણે હેલ્થ હોમ અને સોશીયલ વેલ્ફેર એકઝીબીશન યોજ્યુ હતુ, અને મુબઈમા પહેલીજ વખત ભરાયેલ શાકભાજી, ફ્રુટ અને પુષ્પોની પ્રદર્શન કમીટીના ચેરમેન પદેથી તેમણે સારી સેવા બજાવી હતી અને સને ૧૯૪૪થી એગ્રીહોર્ટી કલ્ચરલ સોસાયટીના પ્રમુખ પદે કામ કર્યુ હતુ

સને ૧૯૪૫મા તેમને નહેરૂ પર્સ કમીટીના ચેરમેન તરીકે ચુટી કાઢવામા આવ્યા હતા, તે ઉપરાંત મહાભારત કમીટી અને આર્ઇ એન એ કમીટીના ચેરમેનનો હોદ્દો સભાળ્યો હતો

હાલમા તેઓ ફેલોશીપ સ્કુલની મેનેજીંગ બોર્ડીના ખજાનચી છે, ભારતીય વિદ્યા ભવનના સસ્થાપક સભ્ય છે, અને ગુજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાના સભ્ય છે, હરીજન સેવક સઘ અને અધેરીની સહિત્ય પરિષદ સમેલન સમિતિના પ્રમુખ તરીખે કામ કરે છે હિદી વિદ્યાપીઠના પ્રમુખ અને ડેવીડ સાસુન ઇન્ડસ્ટ્રીયલ સ્કુલની ચેરમેનની ખુરશીઓ શોભાવી છે સાહિત્ય સસદ કલા કેન્દ્રના તેઓ પ્રમુખ છે કોટની હિદુ સ્ત્રી મડળની મેનેજીંગ કમીટીના તેઓ સભ્ય છે

સને ૧૯૪૪થી મુંબઈની સ્ત્રી સહાયક કમીટીના ઉપ-પ્રમુખ તેમજ મ્યુનીસીપલ શાકભાજી, ફ્રુટ અને પુષ્પોની પ્રદર્શન કમીટીની કાર્યવાહક સમીતીના ચેરમેન છે. સને ૧૯૪૬ની સંગીત શિક્ષા પીઠના ચેરમેન છે, તેમજ પ્રોગ્રેસીવ ગ્રુપના કમીટી મેમ્બર છે.

તેઓ ધી બોમ્બે લાઇફ એસ્યુરન્સ કું. લી૦, ધી ઔન્ધ સુગર મીલ્સ લી૦, લલ્લુભાઇ શામલદાસ પીપલ્સ કોપરેટીવ બેંક, અને સ્વદેશી પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ કંપની લી૦ના ડીરેકટર છે.

શ્રીમતી લીલાવતી બ્હેનને સાહિત્યનો બહુજ શોખ છે. તેમણે સને ૧૯૪૧માં 'જય સોમનાથ' નામની નાટીકા તખ્તા ઉપર રજુ કરી હતી કે જે એક જબ્બર સફળતાને વરી હતી, ત્યાર બાદ ફરીથી એજ નાટીકા ૧૯૪૮માં રજુ કરી હતી. તે ઉપરાંત તેમને લખવાનો પણ ઘણોજ શોખ છે. નવી અને અનોખી શૈલીમાં તેમણે "રેખા ચિત્રો અને બીજા લેખો" "કુમાર દેવી," "જીવનમાંથી જડેલી" અને "રેખા ચિત્રો જુના અને નવા........" લખીને ગુજરાતી સંસ્કારી જનતામાં સાહિત્યનો એક નવો ચીલો પાડયો છે.

(પ્રભુ આવી વિભૂતિને, તન મન ધનથી સેવા કરવા અર્થે દીર્ઘાયુ જીવન બક્ષે અને વધુને વધુ યશને વરે એજ અભ્યર્થના.)

## શ્રીમતિ મેનાબેન જમનાદાસ



શ્રી મેનાબેનનો જન્મ કચ્છ માંડવીમા શ્રી મોરારજી પ્રેમજીને ત્યાં ઉચ્ચ ભાટીયા કુટુંબમાં સને ૧૯૦૯ના ડીસેમ્બર માસની ૯મી તારીખે થયો હતો.

માબાપ મુંબઈમાંજ રહેતા હતા જેથી તેઓ બાળવયમાંજ મુંબઈ આવ્યા. તેમના પિતાશ્રી સ્ત્રી કેળવણીના

હીમાયતી હતા જેથી શ્રી મેનાબેનને સારી કેળવણી આપવા અપેક્ષા ધરાવતા હતા.

સંસ્કારી માબાપની ખાસ કેળવણી તળે ઉછરી શરૂમાં શિક્ષણ મેળવવા વનીતા વિશ્રામની નિશાળમાં દાખલ થયા. ખત અને ઉત્સાહથી એક વરસમાં બબે ધોરણ પ્રસાર કર્યા દિવસે દિવસે તેમની ચાતુર્યતા ખીલ્લી નીકળી પરિક્ષામાં ઉંચે નંબરે પાસ થતા હોવાથી સ્કોલરશીપ મેળવી શકયા. નિશાળમાં કારકીર્દી ઘણી ઉજ્જવળ દેખાવાથી તેમના પીતાશ્રીએ તેમને શ્રી ચંદારામજી સ્કુલમાં દાખલ કરાવ્યા ત્યા ઇંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યો.

જુની રૂઢી મુજબ તેમને લગ્ન ગ્રંથીમાં જોડવાના હોઇ અભ્યાસ બંધ કરવો પડયો. તેર વરસની કાચી વયે તેમના લગ્ન શ્રી શેઠ જમનાદાસ રતનશી સાથે થયા સંયુકત કુટુંબ હોવાથી આઠ વરસ સુધી જુની રૂઢીમાં ઓતપ્રોત થયેલા તેમના સાસુજીની આજ્ઞાનુસાર વર્તવું પડયું પણ તે સમય પોતાની શકિત અને કુશળતાથી આનંદની પસાર કર્યો. સંયુકત કુટુંબ સબંધી તેમણે સારૂ જ્ઞાન મેળવ્યું છે.

યુરોપ જવાની તમન્ના હોવાથી જરૂર જોઇતું ઇંગ્રેજી જ્ઞાન મેળવવા ઘરે માસ્તર રાખી સને ૧૯૩૨ થી ૧૯૩૬ સુધી ઇંગ્રેજીનો અભ્યાસ કર્યો.

સને ૧૯૩૬માં તેમના પતિ શ્રી જમનાદાસભાઈ સાથે યુરોપની મુસાફરીએ ગયા. જર્મની, સ્વીટઝરલેન્ડ, ફ્રાન્સ વીગેરે દેશમાં ફરી લન્ડન ગયા. ત્યાંના જોવા લાયક સ્થળો જોયા બાદ ચાર માસે દેશમાં પાછા ફર્યા.

સને ૧૯૩૩માં શ્રી ભાટીયા સ્ત્રી મંડળમાં દાખલ થયા અને વડીલ બેનોની ખાસ દેખરેખ નીચે કામ કરવું શરૂ કર્યું. એકાદ વર્ષ કામ કરતાં થયું ત્યાં તો બધી બ્હેનોના પોતાની કાર્યશકિતથી ચાહ મેળવી શકયા અને કમીટીમાં સભ્ય તરીકે ચુંટાયા.

યુરોપની મુસાફરીએથી આવ્યા બાદ કામ કરવાની તીવ્ર તમન્ના જાગી હતી.

સને ૧૯૯૫માં શ્રી મંડળના મંત્રી તરીકે ચુંટાયા જે હોદા ઉપર હજુ પણ તેઓ ચાલુ છે.

શિક્ષણ એ પોતાનો ખાસ વિષય હોવાથી તેમાં વધારે રસ લીયે છે. તેઓ દાખલ થયા ત્યારે બ્હેનોની હાજરી ઓછી હતી. ગરીબ બ્હેનો વધારે પ્રમાણમાં કેવી રીતે આવી શકે તે સબંધમાં બરાબર વિચાર કરતાં માલુમ પડયું કે જો બ્હેનોને આર્થિક મદદ સારા પ્રમાણમાં કરવામાં આવે તો વધારે બ્હેનો લાભ લેતી થશે, જે ઉપરથી બ્હેનોને મદદ આપી હસ્તકળાનું કામ શીખવવામાં આવ્યું. તેઓ સુંદર નમુના બનાવતી થઈ, જેનું યોગ્ય મહેનતાણું મળતું થવાથી વધારે બ્હેનોએ લાભ લેવા

માંડયો. આ રીતે પૌઢ બ્હેનો પણ આ યોજનાનો લાભ ઉઠાવે છે.

મુંબઈમાં સ્ત્રીઓ તરફથી ચાલતું એકજ સહકારી મંડળ છે જેમાં તેઓ સભ્ય છે.

ભગીની સમાજના કલણ વિભાગમાં તેઓ સભ્ય છે.

તેઓ સાદા, વિનયી અને મીલનસાર સ્વભાવના છે. તેઓ ઘણા નિરાભિમાની હોવાથી પોતાની આસપાસ સારૂ સ્નેહી મંડળ જમાવી શકયા છે.

સ્ત્રી સમાજની ઉન્નતિ થાય તેવું જોવા ઘણા ઇંતેજાર છે. ભાટીયા સ્ત્રી મંડળમાં તો ભાટીયા બેનોજ આવે પણ બધી બ્હેનોને લાભ મળી શકે તેવા કાર્ય કરવાની તમન્નાથી બીજી બ્હેનોના સહકારથી અખિલ મહિલા પરીષદની શાખા ભાટીયા સ્ત્રી મંડળના કોટ વિભાગમાં ખોલવામાં આવી છે, જેમાં તેઓ સારો રસ લીયે છે.

આવી કાર્ય કરતી બ્હેનોને પરમાત્મા વધુ ને વધુ કામ કરવાની શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ.



શ્રી સુરજબ્હેન ગીરધરલાલ શંઘાણી



શ્રી સુરજબેનનો જન્મ રાજકોટમાં અને ૧૯૦૭ના ડીસેમ્બર માસની ૨૧મી તારીખે શ્રી દશા શ્રીમાળી જૈન કુટુંબમા થયો હતો

તેમના પિતાશ્રી શેઠ હાકેમચંદ કલ્યાણજી કાઠીયાવાડમાં ટંકારાના જાણીતા ગૃહસ્થ છે અને તેઓ મુંબઇમાં કટપીસ કાપડનો ધમધોકાર વેપાર કરતા હતા.

તેમના માતુશ્રી મોતીબાઈ વ્યવહારૂ કામ. । ઘણા કુશળ હતા, તેઓ દયાળુ તથા ઘણા માયાળુ હતા. તેમના આશ્રય તળે ઉછરી શ્રી સુરજ બેને ગુજરાતીનો અભ્યાસ મુંબઇની ગુલાબબાઇ કન્યાશાળામાં કર્યો હતો.

તેમના લગ્ન સવંત ૧૯૮૦ના માહ વદ ૧૦ ને રવીવારના ગોંડલના પ્રખ્યાત શંઘાણી કુટુંબના નબીરા શ્રી ગીરધરલાલભાઇ હિરાચંદ શઘાણી સાથે મુંબઇમાં થયાં હતાં.

લગ્નબાદ પોતાના પતિને ઉપયોગી થવાય જે ખાતર ગુજરાતીનું વધારે જ્ઞાન અને થોડું ઘણું અંગ્રેજી જ્ઞાન ઘર મેળે મેળવ્યું હતું.

યુવાન વયે સેવા કરવાની ઘણી તીવ્ર આકાંક્ષા હતી જેથી ધાર્મિક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા તેઓ શ્રી જૈન મહિલા સમાજ તથા કાંદાવાડી શ્રી સ્થાનકવાસી જૈન ઉપાશ્રયના આજીવન સભ્ય થયા, તથા ગોંડલની શ્રી જૈન બોર્ડીંગના પણ આજીવન સભ્ય થયા. સામાજીક કાર્યો કરવા શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળના આજીવન સભ્ય થયા અને શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સભ્ય થયા

રાજકીય પ્રવૃતિમા કામ કરવા સારૂ કોંગ્રેસ સેવીકા બન્યા કરાચીમા કોંગ્રેસના અધિવેશન વખતે કોંગ્રેસ સેવીકા તરીકે તેઓ કરાચી ગયા હતા

મુબઈમા કોંગ્રેસના કામકાજમા ખુબ રસ લેતા હતા અસહકારની ચળવળ વખતે જેલયાત્રા કરવી પડશે તેની જરા પણ ફીકર કર્યા વગર હિંમતથી પીકેટીંગ તથા સાઇકલો સ્ટાઇલ મશીન પર પત્રીકા છાપવાનુ વીગેરે કાર્યો કરતા હતા ઘણી વખત તેઓને પોલીસે પકડયા હતા અને પછી તુરતજ છોડી દીધા હતા

હાલમા તેઓને માથે ઘર જનતા આવી પડી છે છોકરાઓને સાચવવા તથા તમને કેળવણી આપવામા ખુબ રસ લીયે છે. સાથે સાથે તેમના પતિશ્રીને તેમના ધધામા ઉપયોગી થવા ખુબ મહેનત કરે છે ઘરમા ટેલીફોન છે જેથી તેમના પતિશ્રીના કામકાજ સબધી ટેલીફોનો માટે તેમની નોધ લઇ પુછ નાછનો સતોષકારક જવાબ આપે છે

તેમનામા તેમના માતુશ્રીના સસ્કાર બરાબર ઉત્ર્યા છે અને તેઓ બહુ ઘણા માયાળુ સ્હેન છે ઘણી બ્હેનોને તેઓ ઉપયોગી થાય છે

તેઓ સરળ તથા મીલનસાર સ્વભાવના છે જેથી ઘણી બ્હેનો તેમની સલાહ લેવા આવે છે જથી તેઓ બ્હેનોની સ્થિતિ જાણી શકે છે અને જે બ્હેનોને જરૂરત હોય તેને ઉદાર દીલથી મદદ કરે છે

મુંબઈમાં ધડાકા વખતે તેમજ હુલ્લડ વખતે તે બ્હેને ઘણી બ્હેનોની સેવા બજાવી છે.

તેમના પતિશ્રી ગીરધરલાલભાઈને સામાજીક, સગા વ્હાલાં તથા કુટુંબીક કાર્યોમાં જરા પણ ધ્યાન આપવાની જરૂર રહેતી નથી કારણ કે તે બધો ભાર શ્રી સુરજબ્હેને પોતાને માથે લઈ લીધો છે.

તેઓ તેમને સોંપાયેલા કામ કરવામાં ઘણા ચપળ અને ચાલાક છે. પોતાની ફરજ શું છે તે બરાબર સમજે છે.

તેઓ સુધારક વિચારના છે છતાં કુટુંબીક ફરજ અદા કરવામાં જરા પણ પાછી પાની કરતા નથી.

આવી સેવાભાવી બ્હેનને કાર્ય કરવાની ખુબ શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ.



શ્રી શાન્તાબેન માધવલાલ ભટ્ટ



શ્રી શાન્તા બેનનો જન્મ સને ૧૯૦૬મા સુરતમા થયો હતો બાળપણમાંજ માતા સ્વર્ગવાસી થયા હતા અને તેમની ૨૦ વર્ષની વયે પિતાશ્રી પણ સ્વર્ગવાસી થયા હતા. તેઓએ તેમનુ બાળપણ તેમના કાકાકાકી સાથે વિતાવ્યું હતુ.

બાળપણથીજ તેઓ આહ્‌ગીક અને ધાર્યું કરવાવાળા હતા જ્યારે પ્રીન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમા આવ્યા ત્યારે ગુજરાતી ગરબાની તેમના સત્કાર સમારંભમા ગોઠવણ થઈ હતી ત્યારે શ્રી શાન્તાબ્હેનની તેમની સફળતા તથા તેજસ્વિતાને અંગે ગરબા કવીન તરીકે પસંદગી થઈ હતી

તેઓએ આત્મબળે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો છે

અને ૧૯૩૭મા શ્રીમાન શેઠ માધવલાલ ગકનજી ભટ સાથે તેઓ લગ્નગ્રથીથી જોડાયા ત્યારબાદ તેઓએ જર્મની, ઈગ્લાડ, અમેરીકા વીગેરે સ્થળોની મુસાફરી કરી

એમના પતિશ્રી કોલસાના વ્યાપારી છે અને તેમની પેઢીને પણ લગભગ ૨૫ વર્ષ થયા છે તેઓની માધવલાલ લીમીટેડ નામની ફર્મમા શ્રી શાન્તાબેન ડાઈરેકટર છે અને ઓફીસના કામકાજમા સારો રસ લીયે છે

જાહેર જીવનમા પણ તેઓ બ્હેન સારો રસ લઈ રહ્યા છે મુંબઈની ગુજરાતિ હિંદુ સ્રી મંડળની સીલ્વર જ્યુબીલી સને ૧૯૨૭મા ઉજવવામા આવી ત્યારે તેઓ એક સ્વયસેવક તરીકે કામ કરતા હતા ત્યારબાદ એ મંડળના સાધારણ સભ્ય થઈ કામકાજમા સારો રસ લેતા હતા હાલમા તે મંડળના પેટ્રન બની તેના કામમા સારો ભાગ લે છે

મુબઈની જાણીતી સસ્થાઓના તેઓ પેટ્રન તથા આજીવન સભ્ય છે જેવી કે ભગીની સમાજ, કોટ હિંદુ સ્ત્રી મ ડળ, જૈન મહિલા સમાજ, શાન્તાક્રુઝ સ્ત્રી મ ડળ એ સસ્થાઓના પેટ્રન છે અને મલાડ હિંદુ સ્ત્રી મડળ, સુરત હિંદુ સ્ત્રી મ ડળ, બોમ્બે પ્રો વિમેન્સ કાઉન્સીલમા આજીવન સભ્ય છે

છેલ્લા વિશ્વ યુદ્ધ સમયમા શ્રી શાન્તા બ્હેને લેડીઝ વોર ગીફ્ટ કમીટી તથા એ આર પી મા સારી સેવા બજાવી છે અને ૧૯૪૭ની સાલમા એમને જે પી નો ખિતાબ મળ્યો છે અને હાલમા તેઓ જ્યુરર તરીકે નિમાયા છે

તેઓ બ્હેન વિનયી, મીલનસાર તથા પ્રભાવશાળી છે તેઓ ઘણી બ્હેનોના સપર્કમા આવ્યા છે મડળોની ગરીબ બ્હેનો સાથે છુટથી વાતો કરે છે તેઓ ઘણા સાદા છે, પણ તમના માયાળુ સ્વભાવ અન બહોળા અનુભવન લીધે તેમની પાસે આવનાર બ્હેનોને નમજી શકે છે અને તેમની જરૂરીયાતમા પણ યોગ્ય મદદ કરવા પ્રયાસ કરે છે

તેઓ બ્હેન થોડાજ સમયમા પાછા અમેરીકા જવાના છે પરમાત્મા તેઓની ઉમેદોને પુરી કરે અન તદુરસ્તી સાથે દીર્ઘાયુ અર્પે એજ

## શ્રી જયાવંતિ બેન પ્રાણલાલ



શ્રી જયાવતિ બેનનો જન્મ મોઢ વણિક જ્ઞાતિમા સવત ૧૯૫૪ના આશો શુ ૧૭ના રોજ જામનગરમા થયો હતો

એમના પિતાશ્રી શેઠ ગોવિંદજી ઝવેરચંદ મોરબી નિવાસી જામનગર સ્ટેટના તાલુકામા ન્યાયાધિશનો હોદ્દો ધરાવતા હતા

માબાપના ઉચ્ચ સસ્કારોથી ગાઈ ગુજરાતિ શિક્ષણ જોડીયા ગામની કન્યાશાળામા લીધુ અને પાછળથી ઘર મેળે સારૂ જ્ઞાન મેળવ્યુ છે તેઓ ગુજરાતિ સાહિત્યના એક સારા લેખિકા તરીકે પણ પ્રખ્યાત છે તેઓના બોધક લેખો અને કાવ્યમા ચેતનના ચમકારા જણાય છે

શ્રી જયાવતિ બેનના લગ્ન ચૌદ વર્ષની ઉમરે વેપારી જગતમા આતર રાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા મુબઇના શાહ સોદાગર શ્રી શેઠ દેવકરણ નાનજીના પુત્ર શેઠ પ્રાણલાલ સાથે થયા છે

શ્રી જયાવતિ બ્હેનની જાહેર પ્રવૃત્તિઓ "ગુજરાતિ હિંદુ સ્ત્રી મડળ"ના સભ્યપદથી શરૂ થઇ હાલ તેઓ કોટ હિંદુ સ્ત્રી મડળના પ્રમુખ છે આ સસ્થાની સ્થાપના પણ પણ તેઓશ્રીના સદ્ભાવનુ પરિણામ છે ગુજરાતિ હિંદુ સ્ત્રી મડળ, શ નાક્રુઝ હિંદુ સ્ત્રી મડળ અને કોટ હિંદુ સ્ત્રી મડળ એ ત્રણે સસ્થાઓના પેટ્રન તરીકે શ્રી જયાવતિ બ્હેનનુ યશસ્વિ નામ ચાલુ છે ઉપનત દિનદયા સઘ અને બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સિલમા પણ તેઓશ્રી સેવાઓ આપે છે

શ્રી જયાવંતિ બ્હેનનું જીવન ધ્યેય "જન કલ્યાણ" એ છે. તેઓશ્રી માને છે કે કોઈપણ ધર્મની નિંદા ન કરવી, દાનવૃત્તિ, દયા, તપ, શાંતિ અને ક્ષમાવૃત્તિ ખાસ કેળવવી અને રોગી અને દુઃખીને બનતા પ્રયત્ને શાંતિ આપવી એ ખરો ધર્મ છે. કોઈનો પણ તિરસ્કાર કરવો એ મોટામાં મોટો અધર્મ છે. આવા ઉમદા બોધક વિચારોની સદ્‌ભાવનાવાળાં શ્રી જયાવંતિ બ્હેનમા એક ઉત્તમ દાતા તરીકેના સદ્‌ગુણો ઝળહળે છે.

એમની સેવાઓ, સખાવતો અને સ્ત્રી જીવનને ઉન્નત કરવાની ઝંખના પાછળ ઉદારતામાં તેઓશ્રી દિન પ્રતિદિન વિકાસ કરવા પરીશ્રમ કરી રહ્યા છે.

એમણે કોટ હિંદુ સ્ત્રી મંડળના આશ્રય નીચે એક સ્ત્રી બાલ મંદિર તેમના સ્વર્ગસ્થ પુત્ર સુમનના સ્મર્ણાર્થે સ્થાપ્યું છે જેને માટે એક મોટી રકમ આપવા ઉપરાંત તેમણે એક "સુમન સારથી" નામનું પુસ્તક બહાર પાડયું છે જેનો ખર્ચ શેઠ પ્રાણલાલ ભાઈએ આપ્યો છે અને વેચાણના પૈસા બાળ મંદિરને જાય છે.

એઓ બ્હેને બીજા પણ અનેક લેખો તથા નાટક લખેલ છે. એમના સાહિત્યમાં સાહિત્યના ચોકઠા કરતાં ઉંચ્ચ આદર્શ અને ભાવના વિશેષ જોવામાં આવે છે.

એમના મનથી હંમેશ આ સંસાર કર્તવ્ય માટે છે, ભોગ માટે નથી એવી ભાવના હોવાથી જ્યારે થોડાં વર્ષ પહેલાં એમને કેન્શરનું ઓપરેશન કરાવવું પડેલું ત્યારે એમણે પોતાનાં દીલગીર થતાં સગાંઓ તથા મિત્રોને એકજ વાત કહેલી કે આ શરીર, પ્રભુ, જનતાની સેવા માટે આપે છે. એની સેવા અધુરી હશે તો શરીર રહેશે અથવા ફરીથી નવું શરીર મળશે આવી ધાર્મિક ભાવનાને લીધે એમના મુખ ઉપર પ્રકાશ જણાય છે અને એમના કાર્યમાં નિસ્વાર્થ ભાવનાના દર્શન થાય છે.

આવા વિનયી સેવાભાવી બ્હેનને પરમદયાળુ પરમાત્મા દીર્ઘાયુ અર્પે અને તેઓ શ્રીની વધુ ને વધુ સેવાઓ દેશને મળતી રહે એજ અભ્યર્થના.

શ્રી લીલાવતી બ્હેન બેન્કર



શ્રી. લીલાવતી બ્હેનનો જન્મ અમદાવાદના સુપ્રસિધ્ધ વકીલ શ્રી દોલતરામભાઇ શાહને ત્યા સને ૧૮૯૫ ના માર્ચ મહિનાની આઠમી તારીખે થયો હતો.

પુત્રીને ઉંચ કેળવણી આપવાની પિતાની હોંશે અને શ્રી. લીલાવતી બ્હેનની સતેજ બુધ્ધિએ ભણતરની તીવ્ર આકાંક્ષા સેવી સંગીન શિક્ષણ પ્રાપ્ત કર્યું અને ૧૯૧૬ માં તેઓ ગ્રેજ્યુએટ થયાં. એ વખતે શ્રી. વિદ્યા બ્હેન, શ્રી. શારદાબ્હેન અમદાવાદમાં અને શ્રી. કમળા બ્હેન મુંબઈમાં એ ત્રણજ ગુજરાતિ સ્ત્રીઓ ગ્રેજ્યુએટ હતી એમ આખાએ હિંદમાં જૈન કોમમાં તો કોલેજનું શિક્ષણ લેનાર લીલાબ્હેન સૌથી પહેલાંજ હતાં.

સને ૧૯૧૮ માં એમનું લગ્ન શ્રી. ઘેલાભાઈ હરિદાસનાં નાના પુત્ર શ્રી. ધીરજલાલ બેન્કર સાથે થયું, લગ્ન કરી મુંબઈ આવ્યાં ત્યારથીજ શ્રી. લીલા બ્હેનના જાહેર જીવનની શરૂઆત થઈ. મુંબઈમાં 'ભગિની સમાજ' સ્વ. ગોખલેની પહેલી સવંત્સરીને દિવસે લેડી લક્ષ્મિબાઈ અને શ્રી. કરસનદાસ ચીતલીયાના પ્રયાસે સ્થાપવામાં આવેલ, આ સંસ્થાની થોડી જુમ્મેદારી શ્રી. ચીતલીયાએ શ્રી લીલા બ્હેનને પણ સોંપી ને તેમણે ત્યારથી એ સંસ્થાની ઉન્નતિ માટે પોતાથી શકય તેટલું કર્યું છે. સને ૧૯૧૯ માં સંસ્થાના ખજાનચી તરીકે કાર્યની શરૂઆત કરીને રૂપીઆ ચોવીસ હજારની મોટી રકમ એકઠી કરી પૂ. ગાંધીજીની સુવર્ણ થેલીમાં અર્પણ કરી. સને ૧૯૨૦ માં નવા સુધારા હિંદને મળવાનાં હતાં તે વેળા બ્હેનોને મતાધિકાર મળે તે માટે યોગ્ય ચળવળ કરવામાં મદદરુપ થયાં હતાં તેમજ મુંબઈની સ્ત્રીઓ તરફથી એક બ્હેનને ઇંગ્લાંડ તે માટે

ચળવળ કરવા સારૂ મોકલવાને એમણે સાથ આપ્યો હતો ને તે માટે સારૂં જેવું ફંડ પણ મેળવ્યું હતું. અને ૧૯૩૨ થી 'ભગિની સમાજ'ના કામની પુરી લગામ હાથમાં લીધી ત્યારથી આજ સુધીમાં તેનો ખુબ વિકાસ થયો છે, આંગળીને વેઢે ગણાય એટલા સભ્યોમાંથી હજાર ઉપરાંત સભ્યો થયા. હજારોના ફંડ એકઠા કર્યાં અને વિસ્તૃત કાર્ય પ્રદેશ થયો. આ બધી પ્રવૃત્તિનો યશ શ્રી. લીલાબ્હેનની કર્તવ્ય નિષ્ઠાને આભારી છે, પચ્ચીસ વર્ષ સુધી મંત્રી પદે રહી સંસ્થાનું યંત્ર એક ધારૂં ચલાવ્યું છે. ભગિની સમાજના ઉદ્યોગ મંદિર સમિતિના હાલ તેઓ પ્રમુખ છે ને સેવા મંદિર સમિતિના મંત્રી પણ છે, સમાજના આજીવન માનનિય સભ્ય છે તેમજ તેનાં ટ્રસ્ટી તરીકે પણ નિમાયા છે.

ગુજરાતિ સ્ત્રી સહકારી મંડળના સને ૧૯૨૯થીજ મંત્રી તરીકે તેઓશ્રી હાલપર્યંત કામ કરે છે, આ સંસ્થા દ્વારા બ્હેનોમાં સ્વદેશી તેમજ ખાદીનો પ્રચાર કરવામાં સારી મદદ કરી શકયા છે, પ્રદર્શનો કરી ગરીબ બ્હેનોએ તૈયાર કરેલાં માલનાં વેચાણને મદદ કરેલ છે, આ સંસ્થા સહકારી સિદ્ધાંત પર ચાલતી હોઇ બ્હેનોમાં સહકારથી કામ કરવાની ભાવના ખીલવવામાં ઉપયોગી થયેલ છે, જે વેળાએ અનાજની તંગી હતી ત્યારે આ મંડળ મારફતે ઘરગથ્થુ ઉપયોગી ચીજો, ખાદી ઉપરાંત રેશનનું અનાજ મેળવી વેચાણ કરેલ છે, જેથી લોકોને રાહત મળી છે.

અખિલ હિંદ રાષ્ટ્રિય સંઘ તરફથી 'સ્ત્રીઓનું કાયદામાં સ્થાન' એ માટે એક પરિષદ મુંબઈમાં ભરવામાં આવી હતી જે વખતે તેના મંત્રી તરીકે એમણે કામ કર્યું હતું. દરેક કોમની સ્ત્રીઓનું કાયદામાં શું સ્થાન છે ને તેમાં શું ફેરફાર કરવાની જરૂરીઆત છે તેને લગતા વિષયો પર ઘણાં મનનિય વ્યાખ્યાનો ગોઠવ્યાં હતાં.

અખિલ હિંદ મહિલા પરીષદની બેઠક મુંબઈમાં થઈ તે વેળા સ્વાગત સમિતિના મંત્રી તરીકે કામ કર્યું હતું.

લેડી નાથીબાઈ કન્યાશાળાના બોર્ડના સભ્ય તરીકે તથા બોમ્બે વીમેન્સ એસોસીએશનની કમીટીના સભ્ય તરીકે પણ સેવા બજાવી છે.

આ બ્હેને હજુ પણ જે ઉન્નત ભાવના, કર્તવ્ય અને શકિત સાચવી રાખ્યા છે તે અનેક ધન્યવાદને પાત્ર છે.

તેઓ સાદા અને સરળ સ્વભાવના છે, આપણા દેશને આવી અનેક સ્ત્રી કાર્યકરો સાંપડે અને પરમાત્મા તેઓને તંદુરસ્તી સાથે દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી બચુબ્હેન લોટવાળા



શ્રી બચુ બ્હેનનો જન્મ સને ૧૯૦૦ના અક્ટોબર માસમાં લોહાણા જ્ઞાતિના અગ્રગણ્ય ગણાતા અને 'હિંદુસ્તાન પ્રજામિત્ર'ના માલિક શ્રી રણછોડદાસ ભવાનને ત્યાં થયો.

સને ૧૯૧૯માં ચંદા રામજી ગર્લ્સ સ્કુલમાં મેટ્રીકની પરીક્ષા પાસ કરીને સેંટ ઝેવીયર્સ કોલેજનો અભ્યાસ શરૂ કર્યો.

આર્ય ધર્મ શાસ્ત્રો દેવી સરસ્વતીને પૂજે છે કારણ કે તેણે કૌમાર્યવૃત ધારી વાણી દ્વારા જનસેવા ઉઠાવી, જીવનમાં શ્રીમતિ બચુબ્હેન એ દ્રષ્ટીએ જન સેવા કરી રહ્યા છે.

તેમણે સને ૧૯૨૧ માં જાહેર જીવનમાં ઝંપલાવ્યું. સને ૧૯૨૩ માં જ્યારે સ્ત્રીઓને મ્યુનીસીપાલીટીમાં બેસવાનો હક્ક મળ્યો ત્યારે તેમણે શ્રી. વિઠ્ઠલભાઈ પટેલે સ્થાપેલ મ્યુનીસીપલ રાષ્ટ્રવાદી પક્ષમાં જોડાઇ કોરપોરેશનમાં કામ કર્યું, કોરપોરેશનના પ્રથમ ચાર સ્ત્રી સભ્યોમાંના એક હોવાનું માન તેમણે મેળવ્યું, સને ૧૯૩૨ માં મ્યુનીસીપલ સ્કુલ્સ કમિટીમાં ચુંટાઇ આવ્યા અને એક વર્ષ કામ કર્યું.

સને ૧૯૨૩ માં જ્યારે ગણી ગાંઠી સ્ત્રીઓ જાહેર જીવનમાં ભાગ લેતી ત્યારે શ્રી. બચુ બ્હેને મ્યુનીસીપાલીટીના ઉમેદવાર તરીકે ઉભા રહેવાની હામ ભીડી અને તેમાં નવ વર્ષ સુધી સતત્ કામ કર્યું.

ત્યારબાદ તેમને સ્ત્રી-ઉન્નતિ અર્થે કંઇ કરવાનું મન થયું, કોરપોરેશન કરતાં કોઇ સામાજીક સ્ત્રી સંસ્થામાં જોડાવાથી એ દીશામાં સારૂં કામ કરી શકાય એ હેતુથી

તેમણે પોતાનું કાર્યક્ષેત્ર બદલ્યું અને રાષ્ટ્રીય સ્ત્રી સભા જે હાલ ગાંધી સેવા સેનાને નામે ઓળખાય છે તેના સભ્ય થયાં અને તેઓ જેની કારોબારી મંડળના સભ્ય તરીકે ચુંટાયાં હતાં

પિતાના સુસંસ્કાર તેમના પર પડેલા હોવાથી તેમજ તેમના પિતાને પત્રકારીત્વ પ્રત્યે ખુબજ પ્રેમ હોવાથી શ્રી. બચુ બ્હેને એ અપનાવ્યુ અને સને ૧૯૨૯ થી ત્રણ વર્ષ સુધી તેમણે 'હિંદુસ્તાન પ્રજામિત્ર નું તંત્રીપદ સંભાળ્યું અને 'નવયુગ'ના નારી વિભાગના ત્રીનુ સુકાન સ્વીકારી સ્ત્રા સમાજની ઉન્નતિનો ઝંડો ફરકાવ્યો.

તેમના પિતાએ તેમને નાનપણમાજ રાજકારણનો રગ લગાડયો હતો એટલે સને ૧૯૨૫ માં મહાગષ્ટ તરફથી ઓલ ઈન્ડીયા કોગ્રેસ સમિતિના સભ્ય તરીકે કામ કર્યું અને વીર નરીમાને સ્થાપેલા યુથ લીગમા પણ રસ પુર્વક કામ કર્યુ હતું, તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી છે પણ સમાજવાદ પ્રત્યે તેમને પક્ષપાત છે.

'ભગિની સમાજ' જેવી અગ્રગણ્ય સંસ્થાના મંત્રી તરીકે છેલ્લા પાચ વર્ષ સુધી કામ કરી સફળતા પ્રાપ્ત કરી છે, અને ૧૯૩૫ થી 'ભગિની સમાજ પત્રિકા'ના તંત્રીપદને આજ સુધી શોભાવ્યું છે, હાલમાં તેઓ 'ભગિની સમાજ કલબ'ના પ્રમુખ છે અને સમાજના ટ્રસ્ટી છે.

તદુપરાંત યમુનાબાઈ નાયર હોસ્પીટલ કમીટી, વિમેન્સ કાઉન્સીલ રેસ્ક્યુ હોમ કમિટીમાં સારી સેવા બજાવી છે.

હિંદુ સંસારમાં ડગલે અને પગલે ઉપસ્થિત થતી મુશ્કેલીઓમાં સેવા વૃત ધારીણીને જે દુઃખો સહન કરવા પડે છે તે સર્વની સામે શ્રી. બચુ બ્હેન અડગ ધૈર્ય અને સેવાની ધગશ પાછળ મહાન ત્યાગ અને ભોગ આપીને પણ નારી જીવનને ધન્ય બનાવી એક ઉંચો આદર્શ રજુ કરી રહ્યા છે.

તેઓ મહત્વાકાંક્ષી છે પણ કોઈપણ પદને માટે તેમણે વલખાં નથી માર્યાં, માનપાન માટે નહી પણ દરેક સમાજ સેવકે નિસ્વાર્થવૃત્તિથી કામ કરવું જોઇએ એ તેમનો આદર્શ છે.

તેઓ સેવાભાવી, બીન આડંબરી, સરલ સ્વભાવના બ્હેન છે, પોતાને માથે આવી પડતી ફરજમાં હંમેશાં ખંત અને ઉત્સાહથી કામ કરે છે તેમાં પાછી પાની કરતાં નથી.

આવી સેવાભાવી બ્હેનને તંદુરસ્ત શરીર સાથે જન સેવા કરવા સારૂ પરમાત્મા દીર્ઘાયુ અર્પે એજ.

શ્રી જયશ્રીબ્હેન રાયજી બી એ.



વડોદરા તથા બીકાનેરના માજી દિવાન સર મનુભાઈ નંદશંકર મહેતાની પુત્રી શ્રી જયશ્રી બ્હેનનો જન્મ સુરતમાં સને ૧૮૯૫ના ઓકટોબર માસની ૨૬મી તારીખે થયો હતો.

ગૌરવશાળી અને સંસ્કારી માબાપના હાથ નીચે ઉછરી વડોદરામાં શ્રી મહારાણી ગર્લ્સ હાઈસ્કુલમાં શિક્ષણ

લઇ સને ૧૯૧૨માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી. અને ત્યાર પછી સને ૧૯૧૮માં વડોદરા કોલેજમાં અભ્યાસ કરી બી. એ ની પરીક્ષા ઘણીજ સફળતાથી પસાર કરી.

એજ અરસામાં વડોદરામાં શ્રીયુત નૈષધરાય રાયજી સાથે એમના લગ્ન થયાં. શ્રીયુત નૈષધરાય રાયજીએ "ઇન્કોરપોરેટેડ એકાઉન્ટન્સી"ની પરીક્ષા લંડનમાં પસાર કરી છે. તેઓ મુંબઇમાં સર શાપુરજી બીલીમોરીયાની એકાઉન્ટન્ટ અને ઓડીટરની પેઢીના ભાગીદાર છે, અને બહુજ સારી પ્રતિષ્ઠા જમાવી છે. તાજેતરમાં તેઓ પોતાની "એન. એમ. રાયજીની કું." ને નામે ઓડીટર તરીકે કામ કરે છે.

શ્રી જયશ્રી બ્હેનની, સેવાઓ અને સ્ત્રી શકિતની વિકાસ કરવાની આકાંક્ષા ઘણી ભવ્ય, પ્રેરક અને તીવ્ર છે.

મુંબઇનેજ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હોવાથી અત્રેની અનેક સંસ્થાઓમાં પોતાની સેવાઓ અર્પી રહ્યાં છે તેઓ 'ભગિની સમાજ'ના પ્રમુખ છે, તથા બોમ્બે યુનીવરસીટી સેનેટ તથા મ્યુનીસીપાલીટીના સભ્યની ખુરશી શોભાવી રહ્યાં છે. વધુમાં અખિલ મહિલા પરીષદના સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય છે. એ સિવાય વનિતા વિશ્રામ, બોમ્બે સ્વદેશી લીગ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, રાષ્ટ્રીય સ્ત્રી સભા, બોમ્બે પ્રેસીડેન્સી વિમેન્સ કાઉન્સીલ, દેશ સેવિકા સંઘ, નાથીબાઇ યુનીવરસીટી

સીન્ડીકેટ, હિંદુ દીન દયા મંડળ, યમુનાબાઈ નાયર ચેરીટેબલ હોસ્પીટલ, ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ, ફેલોશીપ-સ્કુલ વગેરે બીજા અનેક નાનીમોટી સંસ્થામાં પોતાનાથી બનતી સેવાઓ આપી છે અને આપી રહ્યાં છે. શ્રી જયશ્રી બ્હેનની અનેક વિધ પ્રવૃત્તિઓ અને સેવાની ભાવનાઓ નજરે પડે છે. સને ૧૯૨૭ના એપ્રીલમાં ગુજરાત કાઠીયાવાડ રેલ સંકટ પ્રસંગે ઘણીજ ખંત મહેનતથી તેમણે અનેક પ્રકારની મદદ અને સેવાઓ આપવાનો લાભ લીધેલો.

શ્રી જયશ્રી બ્હેન પ્રખર મહાસભાવાદી છે. ૧૯૨૧-૨૨માં "રાષ્ટ્રીય સ્ત્રી સભા"ના મંત્રી તરીકે ખાદી ચળવળમાં ઘણો મહત્વનો અને મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો. ત્યારબાદ સને ૧૯૩૦-૩૨ની સવિનય ભંગની લડતમાં ભાગ લીધેલો. ત્યાર પછી પણ સને ૧૯૪૨ની ભયંકર આંધી સમયે એક સારા કાર્યકર તરીકે છ માસની. જેલયાત્રા પણ કરી હતી.

બામ્બે વીમેન્સ ડીસ્ટ્રેસ રીલીફ કમીટીના તેઓ વાઇસ ચેરમેનની પદવી શોભાવી રહ્યાં છે. અને તેમણે ઘણીજ સહાનુભુતિથી અને લાગણીથી પોતાની સેવાઓ અર્પી હતી. બંગાલ, બીહાર વી. જગ્યાઓમાં બેહાલ થઇ ગયેલાં નિરાશ્રીતો માટે રૂા. ૫૫૦૦૦ તથા કપડાઓની જોગવાઇ અને વ્યવસ્થા કરી આપી હતી.

તેઓ સેવાભાવી, દયાળુ અને મીલનસાર છે. તેમના હૃદયમાં સ્ત્રી જીવનને ઉન્નત કરવાની અભિલાષા અને ભાવના હંમેશા તીવ્ર અને જાગ્રત રહેલી છે.

શ્રી જયશ્રી બ્હેનનું જીવન સ્ત્રી જીવનના અનેક આદર્શના નમુના રૂપ આરસી જેવું છે તેમની કાર્ય કરવાની આવડત, ખંત અને મહેનત ખરેખર ઉચ્ચ કક્ષાની છે. જાહેર જીવનમાં પડી, તેમણે સ્ત્રી સમાજને માટે જે કર્યું છે તે ખરેખર પ્રસંશનીય છે. તેમની આ ધગસ માટે તેમને અભિનંદન ઘટે છે. જે સંસ્કાર, સંસ્કૃતિ અને ભાવના સાથે તેમણે પ્રજાકીય કાર્ય હાથ ધર્યું છે, તે સ્ત્રી સમાજ માટે પ્રેરણાદાયી અને ગૌરવશાળી છે.

આવી બ્હેનોને સેવાભાવી કાર્ય કરવા પરમાત્મા દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી પાર્વતિબ્હેન વિશ્વનાથ ભટ્ટ



શ્રી પાર્વતિબ્હેનનો જન્મ રા ભાઈ શ્રી જુઠા જીવનને ત્યા પોરબદર મુકામે સવત ૧૯૫૩ના શ્રાવણ સુદ ૮ના રોજ થયેલ છે તેઓ મુળ રહીશ પોરબદર તાબે

રાણા ખીરસરાના છે પણ રા. જુઠાભાઈ કામકાજ અંગે પોરબંદરમાંજ રહેતા હતા.

શ્રી પાર્વતિબ્હેને વિદ્યા અભ્યાસ પણ પોરબંદરની કન્યાશાળામાં કર્યો હતો તેમના લગ્ન શ્રી વિશ્વનાથ કાનજી ભટ્ટ સાથે સંવત ૧૯૬૭ના વૈશાખ માસમાં થયેલા.

આ ધર્મપ્રેમીના બ્હેનના લગ્ન પછી શ્રી વિશ્વનાથ ભટ્ટને ઘણી સમૃધ્ધિ વરી હતી.

તેઓ બ્હેન પુષ્ટી માર્ગીય વૈષ્ણવ ધર્મી હોવાથી શ્રી નાથજીના પરમભકત હતાં.

તેઓ ઘણા કાર્યકુશળ હતા, જેથી શ્રી ભટ્ટને સંસાર વ્યવ્હારમાં કોઈ ધ્યાન દેવું પડતું નહોતું.

ધર્મ ઉપર એમની ઘણી શ્રધ્ધા હતી અને હંમેશા તે એ ગીતા-અભ્યાસમાં મશગુલ રહેતાં હતાં

તેઓ માયાળુ તથા દયાળુ હોવાથી ઘણી ગરીબ બેનોને મદદ કરતાં હતાં. તેઓના હાથથી ઘણા શુભ કાર્યો થયા છે, જેવા કે વિષ્ણુયજ્ઞ, સતચંડી, મહાયજ્ઞ, શ્રીમદ ભાગવત પારાયણ, તથા દરેક નવરાત્રી વખતે માતાજીની સ્થાપ્ના પુજા વિધિ સાથે કરતાં હતાં

ગોંડલમાં પ્લેગ ફાટી નીકળ્યો તે વખતે પ્લેગની રસી મુકાવવા ત્યાંના ચીફ મેડીકલ ઓફીસર મારફતે ગોઠવણ કરેલી તે અને ખર્ચ તેમની ખાનગી મુડીમાંથી કર્યો હતો.

ગરીબોને મદદ કરવાની તેમને મહત્વાકાંક્ષા હતી, સંક્રાંતિને દિવસે દરેક બ્રાહ્મણ વિધવાબ્હેનને એકેક સાડી આપતાં હતા, જે પ્રથા તેમના સ્વર્ગવાસ થયા પછી તેમના પતિશ્રીએ ચાલુ રાખી છે, કાપડ મળવાની તકલીફને અંગે સાડીને બદલે હવે રોકડ રકમ અપાય છે.

તેઓ સરલ સ્વભાવના નિરાભીમાની બ્હેન હતા. તેમણે તેમના કુટુંબનો તથા તેમની કોમનો સારો ચાહ મેળવ્યો હતો. તે ઘણા ઉદાર સ્વભાવના હતા. તેમણે કેટલીક ગરીબ બ્હેનોને એવી મદદ કરી છે કે કોઈને તેની જાણ થવા દીધી નથી.

તેમને ચાર દીકરા તથા ચાર દીકરીઓ છે, છેલ્લી પુત્રીના પ્રસવ વખતે ઘણી નબળાઇ થઈ જવાથી સવંત ૧૯૯૫ના શ્રાવણ શુદ ૮ ના મંગળવારે હાર્ટફેઈલથી સ્વર્ગવાસી થયા છે. પરમાત્મા તેમના આત્માને શાંન્તી અર્પે.



## શ્રી ગીરજાગૌરી કરૂણાશંકર દવે



શ્રી ગીરજાગૌરી બેનનો જન્મ જુનાગઢના પ્રખ્યાત ભટ કુટુંબમા શ્રી કરૂણાશંકર અનાભાઈ ભટ્ટને ત્યાં સવંત ૧૯૬૨ના કાર્તક શુદ ૫ ના થયો હતો.

સંસ્કારી માબાપના આશ્રય તળે ઉછરી જુનાગઢ કન્યાશાળામાં પુરૂં ગુજરાતી શિક્ષણ મેળવ્યું હતું. અંગ્રેજી સાધારણ જ્ઞાન ઘર મેળે પ્રાપ્ત કર્યું હતું.

સવંત ૧૯૭૭ માં તેમના લગ્ન ખોખરીના રહીશ ગોંડલ આશાપુરી જીન અને પ્રેસના સંચાલક શ્રી કરૂણાશંકર ઘેલાભાઇ દવેની સાથે થયાં હતાં.

સને ૧૯૨૬માં પહેલવહેલાં શ્રી દવેજીની સાથે જાપાનની પહેલી મુસાફરી કરી. ત્યાંના હિંદી સ્ત્રી મંડળમાં દાખલ થયા હતા અને તેમાં સારો રસ લેતાં હતાં.

જાપાનની મુસાફરી કરી આવ્યા બાદ મુંબઇમાં ૧૭ વરસ સુધી રહી છોકરાંઓને કેળવણી આપી હતી.

બીજા વિશ્વ વિગ્રહની શરૂઆત થતાં તેઓ દેશ તરફ ગયા અને ગોંડલમાં રહેવાની ગોઠવણ કરી, જ્યાં હાલમાં તેઓ રહે છે.

તેઓ ઘણા સરળ તથા મીલનસાર સ્વભાવના છે. તેઓને ગ્રામ્ય જીવન ઘણું પ્રસંદ છે. ગરીબ બેનો તરફ સારી મમતા ધરાવે છે.

હમણા ખેડુત બ્હેનો તેમની પાસે આવે છે જે તેમના ફુરસદના વખતે તેમને વીંટળાઇને બેસે છે અને પોતાના સુખદુઃખની વાતો કરે છે. તેઓ તેમને સાચી સલાહ આપતા હોવાથી તે બ્હેનો તેમને ખુબ ચાહે છે, એટલુંજ નહી પણ પોતાની ખરી સ્થિતિ તેમને જણાવે છે. તેઓ તેવી બેનોને જરૂરીયાત પ્રસંગે બની શકિત

બનતી મદદ કરે છે. આવી ગરીબ બેનોને તેઓ સીધે રસ્તે દોરે છે, તેમાં ખુબી તો એ છે કે આ બ્હેનો ગમે તે વાતો કરે પણ તે તરફ તેઓ અણગમો બતાવતા નથી, જેથી તેઓ ગમે ત્યાં રહેતી હોય તોપણ શ્રી ગીરજાબેનને મળવા દુરદુરથી આવે છે અને તેમની સલાહ લીયે ત્યારેજ તેઓને સંતોષ થાય છે.

પરમાત્મા આવી બેનને ગરીબ બેનોની સેવા કરવા દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી ઝમકુબેન ભવાનજી



શ્રી ઝમકૂ બેનનો જન્મ કચ્છમાં નગીયા ગામે તેમના માતૃશ્રી મોશાળમાં હોવાથી તે વખતે ત્યાં થયો હતો

તેમના પિતાશ્રી શેઠ દામજી આણંદજીનો ખીરારમાં પુન્યાપુર જીલ્લાના કારજા ગામમાં ધીકતો વ્યાપાર હોવાથી

બે માસની કુમળી વયે ત્યાં તેમના માતુશ્રી સાથે ગયા હતા તેઓ શ્વેતાંબર જૈન કુટુંબના છે.

સંસ્કારી માબાપોના આશ્રય તળે ઉછરી કારંજામા મરાઠી નિશાળમાં દાખલ થયા અને ગગઠીનો અભ્યાસ કર્યો અને ઘર મેળે ગુજરાતીનું જ્ઞાન મેળવ્યું.

૧૪ વરસની ઉમરે રૂના એક મહાન વ્યાપારી શેઠ અરજણ ખીમજીના પુત્ર શ્રી ભવાનજીભાઈ સાથે તેમના લગ્ન થયા અને તુરતજ મુંબઇ આવવાનું થયું, શ્વશુર પક્ષ ઘણો સમૃદ્ધિવાન અને ચાલુ જમાનાને ઓળખનાર હોવાથી અંગ્રેજી જ્ઞાન મેળવવા ઘરમાં માસ્તર રાખી ગોઠવણ કરવામાં આવી તે મુજબ ત્રીજા ધોરણ સુધીનું જ્ઞાન મેળવ્યું.

સાન્તાક્રુઝમાં રહેવા ગયા ત્યારે સેવા કરવાની તીવ્ર તમન્ના જાગ્રત થઈ અને શાન્તાક્રુઝ ગુજરાતી સ્ત્રી મંડળમાં જોડાયા અને તેમાં આજીવન સભ્ય થયા, તે મંડળના કાર્ય-કર્તા શ્રી ડાહીબેન દેશાઈના માયાળુપણાથી વધારે કામ કરતા થયાં. તેઓ મંડળનું કામ કરવા હમેશાં તત્પર રહેતા જેથી ટુંક સમયમાં બધી બ્હેનોનો ચાહ મેળવી શકયા.

શ્રી ભગીની સમાજમાં પણ તેઓ આજીવન સભ્ય થયા છે.

તેઓ માટુંગામાં રહેવા આવ્યા ત્યારે એટલે સને ૧૯૩૯માં બીજી ગુજરાતી બ્હેનોના સહકારથી માટુંગા

ગુજરાતી સ્ત્રી મંડળની સ્થાપના કરી અને તેમાં પણ આજીવન સભ્ય થયા. આ મંડળના પહેલાં તેઓ ખજાનચી હતાં પણ હાલમાં તેઓ ઉપ-પ્રમુખ તરીકે ચુંટાયા છે.

તેઓ બેન ઘણા માયાળુ તથા દયાળુ છે. ઘણા સરળ અને મીલનસાર સ્વભાવના હોવાથી બધી બ્હેનો સાથે મળતાં હતાં જેથી તેમની ખરી સ્થિતિ જાણવાની તેમને તક મળતી હતી. ગરીબ બેનોને મદદ કરતાં હતાં પણ તેની કોઈને જાણ થતી નહોતી.

તેઓ નિરાભિમાની છે. તેમનામાં સ્થિતિનો ઘમંડ નથી જેમ તેમના પતિશ્રી કચ્છની પ્રજાની ઉન્નતિ જોવા આકાંક્ષા ધરાવે છે તેમ આ બેન પણ સ્ત્રી સમાજને આગળ વધતી જોવા ઈચ્છે છે. તેઓ પોતે સાધન સંપન્ન છે છતાં સેવાભિલાષી હોવાથી પોતાનો વખત મંડળના કામકાજમાં ગાળે છે. તેઓ મંડળનું કામકાજ કરવા હમેશાં તત્પર રહે છે.

પરમાત્મા આવી સાધન સંપન્ન બેનોને સેવા કરવાની ખુબ શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ.

---

## શ્રી જયન્તિબેન માણેકજી બોના



શ્રી જયન્તિ બેનનો જન્મ દશા ઓશવાળ જૈન કુટુંબમાં મુંબઈના પ્રખ્યાત વકીલ શ્રી. વેલજી આણંદજી મહિશરી બી. એ. એલ. એલ. બી. ને ત્યાં મુંબઇમાં સને ૧૯૧૪ ના સપ્ટેમ્બર માસની પચીસમી તારીખના થયો હતો

સંસ્કારી માબાપના આશ્રયે ઉછરી ગુજરાતિ શિક્ષણ ગોકલદાસ તેજપાળ કન્યાશાળામાં લીધું હતું.

તેમના લગ્ન મુંબઇમાં એક્ષસ્પોર્ટ ઇમ્પોર્ટના વ્યાપારી શ્રીમાન શેઠ માણેકજી વેલજી ખોના સાથે સને ૧૯૨૭ના મે માસની બીજી તારીખે થયા હતા. લગ્ન પછી કુટુંબની સમૃદ્ધિમાં વધારો થયો છે.

મુંબઇમાં ઉછરવાથી મુંબઇનો સમાજ સેવાનો પવન લાગ્યો છે. આનંદ અને મોજશોખમાં વખત વ્યતિત કરવાનો સમય હતો છતાં તેની દરકાર નહિ કરતાં સ્ત્રી સમાજની સેવા કરવાની તિવ્ર તમન્ના રગે રગમાં લાગી હોવાથી તેઓ શ્રી. ભગીની સમાજ તથા મહિલા મંડળમાં તથા ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળ માટુંગામાં આજીવન સભ્ય થયા છે.

તેઓ માટુંગા ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળ તથા બાલમંદિરની કાર્યવાહક કમીટીના સભ્ય છે અને મંડળના કામમાં ખુબ રસ લીયે છે.

તેઓ ઘણા વિનયિ તથા નિરાભિમાની છે, તેઓ ઘણા માયાળુ તથા દયાળુ સ્વભાવના છે જેથી ઘણી બ્હેનોના સંપર્કમાં આવે છે. ગરીબ બ્હેનોને સાથે પણ ઘણી નરમાસથી વાતો કરે છે જેથી તેઓ તેમનું દુઃખ સુખ તેમની પાસે વર્ણવે છે. શ્રી જવન્તિબેન તેઓને સાચી સલાહ

આપે છે, બની શકિત મદદ આપે છે જેની કોઇને જાણ થતી નથી.

મુંબઇના ધડાકા વખતે લગભગ એકસો જેટલા માણસો બૈરાં છોકરાઓને તેમને ત્યાં રાખી આશ્રય આપ્યો હતો. પ્રફુલ વદને તેમની સેવા કરી હતી.

કેળવણી તરફ ઘણી તિવ્ર લાગણી છે. પોતાના બાળકો ઉંચ કેળવણી લીયે તે જોવા ઈચ્છે છે. સાત વરસની કિશોર વયે તેમના પુત્ર નરેન્દ્રને ગ્વાલીયર સિંધીયા સ્કુલમાં કેળવણી લેવા મોકલેલ છે.

આવી સેવાભાવી બ્હેનને પરમાત્મા તંદુરસ્તી અને કામ કરવાની શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી સરલા બ્હેન રતિલાલ નાણાવટી



શ્રી સરલા બ્હેનનું જન્મનું નામ લીલાવતી હતું. કાઠીયાવાડમાં ભાદર નદીને કીનારે ઘણા કાઠી દરબારોના ભાગીદારીવાળું જેતપુર નામે ગામ છે જેમાં મેમણો તથા વણીકોની વસ્તી સારી છે. કાઠીયાવાડના પ્રથમ પંક્તિના બારીસ્ટર અને એજન્સીમાં કામકાજ કરતા દશા શ્રીમાળી

ખાનદાન કુટુંબના ગૃહસ્થ શ્રી. દેવચંદભાઈ ઉત્તમચંદ પારેખને ત્યાં સવંત ૧૯૬૩ના અષાડ માસના શુકલ પક્ષમાં બુધવારના શુભ દીને શ્રી. લીલાવતી બ્હેનનો જન્મ થયો. આ ૫૦/૭૫ માણસોનું સંયુક્ત કુટુંબ હતું. સુધારક વિચારનું છતાં પણ જુની પ્રથાને માનનારૂં હોવાથી બૈરાંઓને ઘરનું તમામ કામ જેવું કે દળવું, ખાંડવું, દુધ મેળવવું, દહી વલોવી છાશ કરવી, ઘી તારવવું, કુવેથી પીવાનું પાણી ભરી આવવું વિગેરે, જાત મહેનતથી કરવું પડતું હતું. આ કુટુંબમાં એવો સંપ હતો કે બધું કામ વારાફરતું આનંદથી થઈ જતું. કેટલીક બ્હેનો નદીયે જઈ કપડાં ધોઇ આવે તો કેટલીક બ્હેનો ઘરનું કામ કરે અને પછી બચતા વખતમાં ચરખો લઈ સુતર કાંતતા હતાં. એવું મીલનસાર કુટુંબ હતું કે સગા વ્હાલાના બૈરાંઓ મળી રાસડા લેવાતાં-લોકગીતો ગવાંતાં જેમાં આડોશ પાડોશમાં રહેતી બ્હેનો પણ ભાગ લેતી.

બારીસ્ટરનું કુટુંબ એટલે ભણવા વાંચવાનું તો હોયજ પણ ઘણા માણસોની આવજાવથી વાતો પણ ઘણી સાંભળવા મળે, કેટલીક વખત તો ચારણોની વાર્તાઓ સાંભળવાની તક મળતી જેથી શ્રી લીલાવતી બ્હેનને નાનપણથીજ ઇતિહાસીક વાતો સાંભળવાનો તથા વાંચવાનો શોખ હતો.

ગુજરાતિ જ્ઞાન મેળવ્યા બાદ ૧૪ વર્ષની ઉમરે અંગ્રેજી શીખવા ઘેર ખાસ માસ્તરની ગોઠવણ કરી. બે

વર્ષમાં તો લોકમાન્ય તિલકનું લખેલું હોમ રૂલ ઓફ ઈન્ડીયા (Home Rule of India) નામનું પુસ્તક વાચવું શરૂ કર્યું, અને અંગ્રેજીનું ઠીક ઠીક જ્ઞાન પ્રાપ્ત કર્યું.

સુખી કુટુંબમા સુધારક માબાપના આશ્રય તળે આનંદમાં જીવન ગાળતાં હતાં.

તેમના લગ્ન વડોદરા રાજ્યના જાણીતા દાક્તર બાલાભાઈ મગનલાલ નાણાવટીના પૌત્ર અને સર મણીલાલ નાણાવટીના પુત્ર શ્રી. રતિલાલ મણીલાલ નાણાવટી સાથે સને ૧૯૦૭માં થયાં. આ સમયે રતિલાલ વડોદરા કોલેજમાં અભ્યાસ કરતા હતા. વ્યાપાર ખેડવાની ઘણી તિવ્ર તમન્ના હોવાથી અન્ડર ગ્રેજ્યુએટ રહી અભ્યાસ છોડી દીધો અને વેપારમાં ઝંપલાવ્યુ.

શ્રી લીલાવતી બ્હેન નાનપણથીજ સુતર કાંતી હાથ વણાટના કપડાં પહેરતાં હતાં જેથી તેમના લગ્ન સાદાઈથી ગ્રામ્ય રીત-રિવાજ મુજબ કરવામાં આવેલા. ૧૬ વર્ષની ઉમરે કાઠીયાવાડ છોડી વડોદરામાં શ્વશુર-ગૃહે પગ ધર્યો ત્યારથી તેમને બધા સરલા બ્હેન કહી બોલાવે છે.

શ્રી સરલાબેન તેમના પતિશ્રી સાથે વીલે પારલેમાં રહેવા આવ્યા જેને આજે લગભગ ૨૭ વરસ થયાં છે. શરૂઆતના દશ વરસ શ્રી રતિલાલભાઈએ વ્યવનાયમાં ખુબ મહેનત કરી સાધારણ કમાણી કરતા હતા, તે સમયે શ્રી સરલા બ્હેને આવક મુજબ ખર્ચ કરી પોતાના બે બાળકો

સાથે નોકર-ચાકર વગર સંતોષી જીવન ગાળ્યું. આવા જીવનમાં પણ પોતાની નાનપણની કળાઓ ખીલવવા પ્રયાસ કરતા હતા

વિલે પારલેમાં સ્વીમીંગ બાથની ગોઠવણ થવાથી શ્રી સરલા બ્હેને તરવા શીખવાની પહેલ કરી. બેડમીન્ટન રમવાનું શીખ્યા. સવારમાં રોજ નીયમીત રીતે ખુલ્લી હવામાં ફરવા જાય છે. ઘરમાં વાજીંત્રો વગાડતાં શીખ્યા અને સંગીતનું જ્ઞાન વધાર્યું. પોતાના ઘરમાં નાના મંદિરની ગોઠવણ કરી, હંમેશાં સવારમાં પુજા કરે છે. પ્રભુમાં તેમને સંપૂર્ણ વિશ્વાસ, ધર્મમાં અડગ શ્રદ્ધા છે. તેઓ સેવાભાવી તથા પરોપકારી છે. અહિંસા અને જીવદયામાં ખુબ લાગણી ધરાવે છે. તેઓ ઉંચનિચના ભેદભાવ વગર સંપર્કમાં આવતી બ્હેનો સાથે હળેમળે છે.

નવા જમાનાની વિદ્યા અને વિજ્ઞાનમાં ખુબ રસ લે છે. પોતાના એકના એક પુત્રને વિજ્ઞાનનું જ્ઞાન મેળવવા અમેરિકા મોકલેલ છે. લડાઈના વિકટ સમયમાં પણ હિંમત અને ધિરજ બતાવી તેમના પુત્રને જ્ઞાન મેળવવામાં આડખીલી કરી નહીં. તેમની પુત્રી પણ બી. એ. માં અભ્યાસ કરે છે.

વાંચનનો તેમને ઘણો શોખ હોવાથી બંગાળી તથા ગુજરાતી લેખકોના વખાણાયેલ પુસ્તકો વાંચી સંગ્રહ કરે છે જેનો આંકડો લગભગ પાંચસો ઉપર જાય છે.

મુસાફરીનો તેમને બહુ શોખ છે. તેઓએ કાશ્મિર, ઉટી, મસુરી, દાર્જીલીંગ અને શીલોંગ જેવા હીલ સ્ટેશનો, કલકત્તા, મહિસોર, દીલ્હી, મદ્રાસ જેવા મુખ્ય શહેરો, રજપુતાના, મારવાડ, મેવાડમાં આવેલા ઈતિહાસીક સ્થળો જેયાં છે. ચિતોડગઢ. પ્રતાપગઢ, માંડવગઢ જેવા કિલ્લાઓ નીહાળ્યા છે. ગીરનાર, રાણકપુર, શીખરજી અને કેસરીયાજી જેવા તિર્થોની યાત્રા કરી છે. સને ૧૯૩૪માં તેમના પતિશ્રી અને બાળકો સાથે પરદેશની દુનીયાની મુસાફરી કરી, ચાઈનાથી શરૂ કરીને જાપાન થઇ અમેરિકા, યુરોપ, રૂશીયા વગેરે પ્રદેશોમાં ૬ માસ સુધી ફર્યા છે દરેક મુખ્ય શહેરના આર્ટસ કલચરલ અને ઇતિહાસીક સ્થળો જેયાં. મોટી સ્ટીમરો, એરોપ્લેનો તેમજ અન્ડર ગ્રાઉન્ડ રેલ્વે તેમજ એલીવેટર અને રોપવેમાં ઘણા સાહસો ભરી મુસાફરી કરી, તે દરમીયાન ચિકાગોમા ૧૦૦ વર્ષની પ્રગતિ બતાવતુ આખી દુનિયાનું મહાન પ્રદર્શન આઠ દિવસ સુધી જોયું. આ મુસાફરીનું વર્ણન તેમણે પોતાની યાદગીરી સાચવી રાખવા માટે લખી રાખ્યું છે.

વિલે પારલેમાં ગુજરાતિ બ્હેનોએ કુમારિકા અને સ્ત્રી મંડળની સ્થાપના કરી તેમાં પ્રથમ સેક્રેટરી તરીકે શ્રી સરલા બ્હેન ચુંટાયાં હતાં, અને ત્રણ વર્ષ પછી ઉપ-પ્રમુખ તરીકે ચુંટાયા હતાં. આ સ્ત્રી સંસ્થાની પ્રવૃત્તિમાં ખુબ રસ લે છે. આર્થિક મદદ સારૂ પ્રેમાનંદ કૃત નરસિંહ મહેતાનું 'કુંવર બાઈનું મામેરૂ' ભજવવાનું પોતે બીડું

ઝળક્યું. મુંબાઈમાં થયેલા એમેચ્યુર નાટકોમાં આ નાટકે સૌથી વધારે પસંદગી મેળવી હતી. નૃત્ય, સંવાદ અને શુદ્ધ સંગીતથી ભરપુર મુંબઈના તકતા ઉપર આ પહેલ-વ્હેલી સળંગ નાટીકા હતી તેમાં ત્રણ ચાર માસ સુધી શ્રી સરલા બ્હેને તનતોડ મહેનત કરી નાટીકાને ફતેહમંદ બનાવી હતી.

કુમારિકા અને સ્ત્રી મંડળના નામે સને ૧૯૪૨ના જુન માસથી એક 'સસ્તા અનાજનો ભંડાર' ખોલવામાં આવ્યો છે જે કામ શ્રી સરલા બ્હેને ઉપાડી લીધું છે તેમાં ખુબ ખંત અને ઉત્સાહ પૂર્વક કામ કરે છે. થડા ઉપર જાતે બેસીને બે વર્ષ સુધી રોજના હજારો રૂપીયાનો વકરો ગણત્રી ને હિસાબ પોતે જાતે રાખ્યો. જ્યારે અનાજની અછત હતી ત્યારે ગમે ત્યાંથી ઘણી મુશ્કેલીઓથી મેળવીને દરેક વિસે પારસીના કુટુંબને હપ્તાના હિસાબે પુરું પાડ્યું, તે કાર્યની પ્રજાએ યોગ્ય કદર કરી છે. આજે પણ મંડળનો ભંડાર તેઓ ચલાવે છે અને રોજના વપરાશની ઘણી ચીજો સસ્તા ભાવે આપી મોંઘવારીમાં પ્રજાને રાહત આપે છે.

અન્ય મંડળોમાં પણ તેઓ રસ લીયે છે. કોટ હિંદુ સ્ત્રી મંડળ અને શ્રી જૈન મહિલા સમાજના વાર્ષિક ઉત્સવોનું પ્રમુખ સ્થાન શ્રી સરલા બ્હેને શોભાવ્યું છે.

કુદરતી રીતે પહેલેથીજ તેમને બાળકો તરફ પ્રેમ છે એટલે તેઓ બાળકોને દેખે તો તેમને રમાડયા વગર

રહે નહીં. તેઓ "બાલકનજી બારી" નામની બાળકોની સંસ્થામાં ઉત્સાહ પુર્વક ભાગ લે છે. તેઓ અખીલ હિન્દ બાળક સંઘની ગવર્નીંગ કાઉન્સીલમાં મેમ્બર છે, મુંબઇ પ્રાંતીક સંસ્થાના જનરલ સેક્રેટરી છે અને પાર્લાની શાખાના પ્રમુખ છે. આ શાખામાં રોજ રવીવારે બાળકો ભેગા મળી જ્ઞાન સાથે આનંદ મેળવે છે. આથી તેઓ અનેક વ્યક્તિઓના પરિચયમાં આવેલા છે અને બોરીવલીમાં હમણાજ ઓલ ઇન્ડીયા બાલકનજી બારી વર્કર્સ કોન્ફરન્સ ગોઠવી હતી જેમાં મુંબઇ ઇલાકાના વડા પ્રધાન શ્રો. બી. જી. ખેરે પ્રમુખ સ્થાન શોભાવ્યું હતું.

શ્રી સરલા બ્હેન ઘણા સરળ, મિલનસાર અને નિરાભિમાની છે, સાથે ઘણા માયાળુ છે જેથી ઘણી બ્હેનોના સંપર્કમાં આવ્યા છે તેઓ સાધન સંપન્ન છે છતાં અભીમાની નથી, જેથી. ઘણી બ્હેનો તેમને મળે છે અને દુઃખ સુખની વાતો કરે છે. શ્રી સરલા બ્હેન પણ કફોડી સ્થિતિમાં આવી પડેલી બેનોને જરૂર જોગ મદદ કરવામાં પાછી પાની કરતાં નથી.

પરમાત્મા આવી સેવા ભાવી બ્હેનને વધુને વધુ સેવા કરવાની શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે એજ અભ્યર્થના.

——(०)——

## શ્રી લેડી તાપીબાઈ ચુનિલાલ મહેતા



શ્રી તાપીબેનનો જન્મ શેઠ શ્રી ભગવાનજી કાનજી ભાઇને ત્યાં સને ૧૮૯૮ના જાનેવારી માસની ૨૩મી તારીખે થયો હતો.

તેમના લગ્ન મુંબઇના જગવિખ્યાત શ્રી. ચુનીલાલ ભાયચંદ મહેતા સાથે થયાં હતા અસલી કહેવત મુજબ તે લીલપગલી હોવાથી લગ્ન પછી દીવસે દીવસે સમૃદ્ધિમા

વધારો થતો ગયો અને તેમના સદ્‌ભાગી પતિશ્રી માન આબરૂ સાથે સરનો ખિતાબ મેળવવા ભાગ્યશાળી થયા

શ્રી લેડી તાપીબાઈની શ્રી ઉન્નતિની સેવા અને ભાવનાઓ પ્રત્યે સર ચુનીલાલ ભાયચંદ મહેતા હમેશા સહાનુભૂતિ દર્શાવતા રહ્યા છે

તેઓ સાદા, સરલ સ્વભાવના સેવા ભાવી છે સ્ત્રી સમાજની સેવા અને કન્યા કેળવણી માટેના કાર્યમા ખુબ રસ લીયે છે અને વખતો વખત સારી મદદ આપતા રહે છે

મુંબાઈની જાણીતી સંસ્થા શ્રી ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળની કાર્યવાહક કમીટીના સભ્ય છે

આ સુખી દંપતી કેળવણીમા ખુબ રસ લીયે છે તેઓએ ત્રણ લાખ રૂપીયાની રકમ શ્રી જૈન કેળવણી મંડળને આપી છે આવી સખાવત કરનાર શ્રી સ્થાનક વાસી જૈન કોમમા તેઓ પહેલાજ છે શ્રી જૈન કેળવણી મંડળે બીજી વધારે રકમ ભેગી કરી વિદ્યાલય ખોલ્યુ છે તે મકાનનુ નામ તાપી ભુવન રાખવામા આવ્યુ છે અને વિદ્યાલયનુ નામ શ્રી ચુનીલાલ મહેતા વિદ્યાલય રાખવામા આવેલ છે

લેડી તાપીબાઈની સખાવતો ઘણી છે ખાનગી આંકડો મળવો મુશ્કેલ છે

સ્ત્રી ઉન્નતિના કાર્યોમા સેવા કરતા હમેશા તેઓ કુશળ રહે એજ

—— (०) ——

શ્રી. બાબી બ્હેન મૂળજી દયાળ



મુંબઈના જાણીતા સામાજીક કાર્યકર શ્રી બાબી બ્હેનનો જન્મ કચ્છ માંડવી ખાતે સને ૧૯૦૦ની સાલમાં ભાટીયા કોમનાં કારા ઠાકરશીનાં જાણીતાં કુટુંબમાં થયો હતો.

એમના દાદા વહાણવટાનો વિશાળ ધંધો ખેડતા અને પિતાશ્રી મુરારજી-રવજી સંપટ જેસલમેર સ્ટેટના દિવાન

હતા. જે દરમ્યાન એમને જેસલમેર સ્ટેટ તરફથી જાગીર તથા ડબલ તાઝીમનું માન મળ્યું હતું. તેમજ સરકાર તરફથી રાવબહાદુરનો ખિતાબ એનાયત થયો હતો. એમનું બાળપણ જેસલમેર અને જોધપુર રાજ્યમાં વ્યતિત થયેલું જે દરમ્યાન ગુજરાતિ, હિંદી, મારવાડી તથા સામાન્ય અંગ્રેજીનો એમણે અભ્યાસ કર્યો.

સને ૧૯૧૪ માં તેમનાં લગ્ન મુંબઈના જાણીતા વ્યાપારી તથા રતલામની શ્રી સજ્જન મીલના ભાગીદાર શેઠ મૂળજી દયાળ સાથે થયેલાં. પરણીને આવ્યાં ત્યારે તો તેમની સ્થિતિ સાધારણ હતી. આ પ્રસંગે કેટલાક કહેતા કે "તવંગરની પુત્રી ગરીબનું ઘર શી રીતે નિભાવશે" પરંતુ શ્રીમતી બાબી બ્હેને ભોગવેલો વૈભવ વિસારે નાખ્યો અને પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માન્યુ જીવનની જરૂરીયાતો ઓછી કરી પતિની પરિસ્થિતિને અનુકુળ થયાં.

ભાગ્યવિધાતાએ પતિના પગલે પતિના દ્વાર ખખડાવ્યા અને તેઓ સમૃદ્ધિવાન બન્યા.

રાષ્ટ્રીય ચળવળના પ્રબળ આંદોલનોની અસર એમના જીવન પર થઈ અને સને ૧૯૨૦માં તેમણે સ્વદેશી વ્રત લીધું અને સને ૧૯૩૦માં શુદ્ધ ખાદીધારી થયાં. સને ૧૯૩૪ માં મુંબઈ ખાતે મળેલા મહાસભાના અધિવેશન પ્રસંગે તેઓ સ્વયંસેવિકા તરીકે જોડાયાં હતાં. સને ૧૯૩૦માં ધારાસભા પિકેટીંગ દરમ્યાન તેઓ અટકમાં મુકાયાં હતા.

આ ઉપરાંત સ્વદેશી, ગ્રામ્ય ઉદ્યોગ તથા ખાદી માટે સેવા અર્પી રહ્યા છે.

સને ૧૯૨૯માં મુંબઇના ભાટીયા મિત્ર મંડળમા એસોસીયેટ સભ્ય થયા, અને ૧૯૩૦માં ભાટીયા સ્ત્રી મંડળ સ્વતંત્ર સ્થપાયું. તેના આદ્ય સ્થાપકોમાંના એક છે અને તે વખતે મંડળની વ્યવસ્થા કરવાને સર્વ બોજો શ્રી બાબી બ્હેને ઉપાડી લીધો હતો, ત્યારથી અત્યાર સુધી માનદ મંત્રી તથા ખજાનચી તરીકે સત્તર વરસ થયાં એકધારૂં કામ કરી રહ્યા છે.

શ્રી ભાટીયા સ્ત્રી મંડળ અંગે એક ઉદ્યોગ મંદિર મંડળના મકાનમાં સ્થાપવાના સ્વપ્ના શ્રી બાબી બ્હેન સેવતા હતા જેમાં તેમના પતિશ્રીએ પૂર્ણ સાથ આપ્યો અને ઉભયના અથાગ પરિશ્રમથી કોટમાં એક મકાન ખરીદવામા આવ્યું છે જેનું નામ ભાટીયા સ્ત્રી મંડળ રા. બ. વસનજી ખીમજી ઉદ્યોગ મંદિર આપવામાં આવશે. સર મથુરાદાસ વસનજીના પિતાશ્રીના સ્મારક તરીકે આ ઉદ્યોગ મંદિર પ્રવૃત્તિ ચાલશે આ બધો યશ શ્રી બાબી બ્હેનને ફાળે જાય છે.

શ્રી બાબી બ્હેન ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળના

પેટ્રન છે, તથા આ મંડળની ખાનપાન સમિતિના પ્રમુખ, દુધ સમિતિ તથા કાયદા વિચારણી સમિતિના સભ્ય છે.

. શ્રી કોટ સ્ત્રી મંડળના આજીવન સભ્ય છે તથા આ મંડળની કાર્યવાહક સમિતિ અને સુમન બાલમંદિર સમિતિના સભ્ય છે. ધી ભગીની સમાજના ટી. એન: બાલમંદિરની કાર્યવાહક સમિતિના તથા શ્રી ગુજરાતિ સ્ત્રી સહકારી મંડળ લીમીટેડની સમિતિના સભ્ય છે.

ધી બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સીલની મેનેજમેન્ટ તથા એકઝીકયુટીવ કમીટી, પાર્લામેન્ટરી સબકમીટી, બેગર પ્રોબ્લેમ સબ કમીટી હેલ્થ સબ કમીટી તથા ચીલ્ડ્રન્સ લાઈબ્રેરીની કમીટીના સભ્ય છે તેમજ વિમેન્સ કાઉન્સિલના પ્રતિનિધી તરીકે નેશનલ વીમેન્સ કાઉન્સિલ ઓફ ઇન્ડીયાની કાર્યવાહક કમીટી પર હાજરી આપે છે.

વિલેપારલે કુમારિકા અને સ્ત્રી મંડળના પેટ્રન છે અને તેની કાર્યવાહક કમીટીના સભ્ય છે. બોમ્બે વિમેન્સ વર્ક ગીલ્ડ તથા જૈન મહિલા સમાજના સભ્ય છે.

શ્રી રતલામ ગુજરાતી ભગીની સમાજના પ્રમુખ છે.

અખિલ હિંદ મહિલા પરીષદની ડી. વોર્ડની શાખા પર (બોમ્બે વિમેન્સ એસોસીયેશન) શ્રી ભાટીયા સ્ત્રી

મંડળના પ્રતિનિધિ તરીકે છેલ્લા ચાર વરસ થયાં કામ કરે છે, અને એ સંસ્થા તરફથી ડેલીગેટ તરીકે ચુંટાઈ મુંબઈમાં ભરાયેલી અખિલ હિંદ મહિલા પરિષદ તથા અકોલામા સને ૧૯૪૬ માં જ્યારે પરીષદ ભરાણી ત્યારે હાજરી આપી હતી.

અખિલ હિંદ મહિલા પરીષદની શાખા (એ. વોર્ડ) કોટમાં ખોલવામાં આવી તેમના આદ્ય સ્થાપક તથા મંત્રી તરીકેની સેવા બજાવી રહ્યા છે.

યુનીવર્સલ પ્રાઈમરી એજ્યુકેશન સોસાયટીના સભ્ય છે.

છેલ્લાં આઠ વરસથી બાળ શિક્ષણમાં વધારે રસ લે છે અને છેલ્લાં છ વર્ષથી સ્વર્ગસ્થ ગીજુભાઈએ સ્થાપેલા શ્રી નૂતન બાળશિક્ષણ સંઘની સમિતિના સભ્ય છે. અને સને ૧૯૪૭માં તે સંઘના જોડીયા મંત્રી તરીકે ચુંટાયા છે. આ સંઘ તરફથી પ્રગટ થતી હિંદી, મરાઠી તથા ગુજરાતિ શિક્ષણ પત્રીકાનો વ્યવસ્થાપક તરીકેનો બોજા શ્રી બાબી બ્હેને ઉપાડી લીધો છે, તથા નૂતન બાળ શિક્ષણ સંઘની મુંબઈની શાખાના મંત્રી છે.

સને ૧૯૪૨ થી રાવ કમીટી તરફથી તેમજ બીજા ધારાસભાના સભ્યો તરફથી હિંદુ કાયદાના ફેરફાર કરતા જુદા જુદા બીલો પ્રગટ થયા અને મુંબઈની સ્ત્રી સંસ્થાઓ તેના પર પોતાનો અલગ અલગ અભિપ્રાય આપવા લાગ્યા ત્યારે શ્રી બાબી બ્હેને કહ્યું કે જુદી જુદી સંસ્થાઓ કામ કરે તેના કરતાં બધી સંસ્થાઓનો સંગઠીત અવાજ રજુ કરવામાં આવે તો તેની ધારી અસર થાય જેથી તેમના પ્રયાસથી મુંબઈની જાણીતી અઢાર સ્ત્રી સંસ્થાઓ એકત્ર થઈને એક પ્રતિનિધી સમિતિ નીમી તેના મંત્રી તરીકે શ્રી બાબી બ્હેન કામ કરી રહ્યા છે.

હિંદુ દીનદયા સંઘની કાર્યવાહક કમીટીના સભ્ય છે.

મુંબઇની પાંત્રીસ સ્ત્રી સંસ્થાઓના પ્રતિનિધિત્વ ધરાવતી સ્ત્રીઓની એક રાહત સમિતિ નિયુક્ત કરવામાં આવી છે તેના માનદ્ ખજાનચી તરીકે શ્રી બાબી બ્હેન ચુંટાયા છે.

શ્રી બાબી બ્હેન સ્ત્રી સમાજની ઉન્નતિ જોવાની તિવ્ર તમન્ના તેમની રગેરગમાં પ્રસરી છે જેથી તમામ સ્ત્રી સમાજોમાં સહકાર આપવા પ્રયાસ કરે છે. છેલ્લાં છેલ્લાં તો તમામ સામાજીક કાર્યોમાં સેવા કરવાની તત્પરતા દેખાડે છે.

તેઓ સેવા ભાવી, નિરાભિમાની તથા માયાળુ સ્વભાવના છે, તેઓ સાધન સંપન્ન હોવા છતાં પોતાનો વખત મોજશોખમાં ન ગાળતાં સામાજીક કાર્યો કરવામાં તેનો ઉપયોગ કરે છે.

આવી સેવા ભાવી બ્હેનને કામ કરવા પ્રભુ તંદુરસ્તી સાથે દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી. લીલા બ્હેન બાબુભાઈ શાહ બી. એ.



શ્રી. લીલા બ્હેનનો જન્મ સને ૧૯૦૯ માં વડોદરા મુકામે શ્રી દશા પોરવાડ જૈન કુટુંબમાં વડોદરાંના નાયબ દીવાન તથા રીઝર્વ બેન્કના માજીડેપ્યુટી ગર્વનર સર મણીલાલ બાલાભાઈ નાણાવટીને ત્યાં થયો હતો. ડો.

બાલાભાઈ મગનલાલ નાણાવટીના કુટુંબે ગુજરાતમાં આગળ પડતું સ્થાન મેળવેલુ છે

કુટુંબના પરંપરાથી ચાલ્યા આવતા ઉચ્ચ સંસ્કારનો અદ્દભૂત વારસો તેમને મળ્યો છે. વડોદરાની મહારાણી હાઈસ્કુલમા મેટ્રીક થઈ તેઓ વડોદરા કોલેજમા દાખલ થઈ તેઓ ગ્રેજ્યુએટ થયા. આવી રીતે સંસ્કાર તથા શિક્ષણનો સુમેળ તેમણે સાધ્યો છે.

શ્રી. લીલા બ્હેન શ્રી. દશા પોરવાડ જૈન જ્ઞાતિમા પહેલા સ્રી ગ્રેજ્યુએટ થયાં છે.

સને ૧૯૩૩માં શ્રી. લીલા બ્હેનના લગ્ન શ્રી. બાબુ ભાઇ કસ્તુરચંદ શાહ એફ. આઇ. એ.ની સાથે થયા છે.

શ્રી લીલા બ્હેનને બાળપણથીજ ચિત્રકળાની કુદરતી બક્ષિસ મળેલી છે. તેઓ ઘણુંજ સુંદર કળામય ચિત્રકામ કરી શકે છે. એમને ચિત્ર કામનો શોખ પણ ખુબજ છે. તેઓએ આ કળા કોઇપણ શાળા કે સંસ્થાનાં જોડાયા વગર ઘરમેળેજ પ્રાપ્ત કરી છે.

એમને સમાજ સેવાની ખાસ ભાવના છે તેઓ વિલેપાર્લેના શ્રી. કુમારીકા અને સ્રી મંડળના પેટ્રન છે આ મંડળનાં તેઓ ચાર વરસ માનદ મંત્રી હતાં અને છ વર્ષથી તેઓ પ્રમુખ છે. આમ વિલેપાર્લેની બાળાઓ અને સ્રીઓની ઉન્નતિ અર્થે તેઓ પોતાની સેવા અર્પી રહ્યા

છે. શ્રી. કુમારિકા અને સ્ત્રી મંડળને આશરે ચાલતા નૂતન બાળમંદિરની વ્યવસ્થા મંડળની બીજી બ્હેનો સાથે તેઓ કરી રહ્યા છે. શ્રી. કુમારિકા અને સ્ત્રી મંડળે આ બાળ-મંદિરની વ્યવસ્થા પોતાને હાથ લીધા પછી પચ્ચીસ બાળકોની સંખ્યામાંથી આજે આ બાળમંદિર અઢીસો બાળકોને જ્ઞાન સાથે ભવીષ્યના સુસજ્જન નાગરીકો બને તેવી કેળવણી આપતી એક સંસ્થા બનાવી રહ્યું છે.

સેવા એજ એમનો જીવન ધ્યેય છે. બાળકો માટે એમને પુષ્કળ પ્રેમ છે. સમાજ ઉન્નતિ માટે તેઓ અથાગ પ્રયત્ન કરી રહ્યાં છે છતાં પણ પોતાની વિખ્યાતિ માટે એમને જરા પણ ઈચ્છા નથી. કુમારિકા અને શ્રી મંડળ દ્વારા તેમણે સસ્તા અનાજનો ભંડાર ખોલીને વિલેપાર્લેના સમાજની સુંદર સેવા બજાવી છે.

તેમનો મિલનસાર, વિનયી અને નિરભીમાની સ્વભાવને લઈને સમાજની બ્હેનોની સાથે મુશ્કેલમાં મુશ્કેલ કાર્યોપણ સરળતાથી પાર પાડી શકે છે. સેવા એજ એમનો જીવન શ્વાસ છે અને પરિણામે સતત ઉન્નતિ અને પ્રગતી પામવી એજ એમની ઈચ્છા છે.

તેઓ સાધન સંપન્ન હોવા છતાં એમના કાર્યોમાં ઉચ્ચ-નિચ્ચના ભેદ કયાંય નજરે પડતા નથી.

એમના દરેક કાર્યો પ્રશંસનીય છે. શ્રી કુમારિકા અને શ્રી મંડળને વીકસાવી સમાજની વધારે ને વધારે

સેવા કરવાની એમને તમન્ના છે. બાળમંદિર દ્વારા બાળકોને સુંદર કેળવણી તથા ચારિત્રશિલ શિક્ષણ આપી સંસ્કારી નાગરિક બનાવવા અને એ રીતે સમાજની સેવા કરવા માટે બાળમંદિરને વિકસીત કરી વધારે સંગીન સ્થિતિ પર લાવવાના તેઓ મનોરથો સેવી રહ્યા છે.

સમાજની આવી રીતે સુંદર અને મહાન સેવા કરતાં આ બ્હેન સાથે સાથે એક આદર્શ ગૃહિણી પણ છે

પરમાત્મા આવાં સેવા ભાવી બ્હેનને તેમના મનોરથ સિધ્ધ કરવા શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે.

——(૦)——

શ્રી શાન્તાબેન અમૃતલાલ પંચાલ



શ્રી શાન્તા બેનનો જન્મ શ્રી પુરૂશોતમદાસ મુળજી પંચાલને ત્યાં સને ૧૯૨૫માં થયો.

શ્રી પુરૂશોતમદાસ સુરત જીલ્લામાં ડાંગ સ્ટેટની સરકારી લાકડાની મીલમાં ૨૫ વર્ષના બહોળા અનુભવવાળા ઈન્જીનીયર છે.

શરૂમાં ઘેર માસ્તર રાખી ગુજરાતિ જ્ઞાન મેળવ્યું ત્યારબાદ ગોધરા આવી ત્યાની કન્યાશાળામાં ગુજરાતિ શિક્ષણ પુરૂં કર્યું.

તેમના બાપના સંસ્કાર તેમની રગેરગમાં પ્રસરી ગયા છે અને ઈન્જીનીયરીંગ લાઈનનું પુરૂ જ્ઞાન મેળવવાની તિવ્ર તમન્ના છે.

તેમના લગ્ન સને ૧૯૪૧માં ગોધ્રાના રહીશ શ્રી અમૃતલાલભાઈ છગનલાલ પંચાલ સાથે થયા. તેઓ પણ ઈન્જીનીયરીંગ લાઈનમાં ઉંડા ઉતરવા મહત્વાકાંક્ષા સેવે છે, જેથી શ્રી શાન્તાબેનને એ ઉત્તમ તક સાંપડી છે.

તેઓ વિનયી, મીલનસાર અને નિરાભિમાની સ્વભાવના છે જેથી સગાં સંબધીઓ તેમને બહુ ચાહે છે.

તેઓ માયાળુ તથા દયાળુ છે જેથી બીજી બ્હેનોના દુઃખ જોઈ શકતા નથી. તેમના સંપર્કમાં આવતી બ્હેનોની સ્થિતિથી વાકેફ થાય છે અને જરૂરીયાત પ્રસંગે તેમને મદદ કરવા પોતાથી બનતું કરે છે.

તેઓ શ્રી પંચાલ સ્ટીલ અને બેટેલાઈટ કું લીમીટેડની મેનેજીંગ એજન્સીમાં એક ડાઈરેક્ટર છે.

આ કુંનું કારખાનું તારદેવમાં ફેરવવાનું છે. શ્રી અમૃતલાલભાઈ પંચાલ તે જગ્યામાંજ પોતાને રહેવા સારૂ

મકાન બનાવવા ઇચ્છા રાખે છે, તેમાં અર્ધો ભાગ સ્ત્રી વિભાગ તરીકે રાખશે.

ઉંચ્ચ કુટુંબની ગરીબ બ્હેનોને કેવી રીતે મદદ થઈ શકે તે સબંધમાં શ્રી શાન્તાબેને ખુબ વિચાર કરતાં તેમને એવો ખ્યાલ આવ્યો કે પોતાની દેખરેખ નીચે હળવી મશીનરીથી થઈ શકતું કામ કરવાનું શરૂ કરે તો તેમાં તેવી બ્હેનોને કામ શીખવવાથી તેઓ નિતીથી પોતાનું ગુજરાન કરી શકે અને ભવીષ્યમાં આબાદ થાય.

પરમાત્મા તેમને તંદુરસ્તી સાથે તેમની મનોકામના પૂર્ણ કરવા દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી લીલાવતીબ્હેન દેવીદાસ



શ્રી લીલાવતીબ્હેનનો જન્મ માગરોળમા સને ૧૮૯૯માં શેઠ ફુલચંદ વેલજીને ત્યા થયો તેમના માતુશ્રી અમરતબાઈ ઘણા ઉચા સસ્કારી આર્ય મહિલા હતા સસ્કારો શ્રી લીલાવતી બ્હેનને આગળ ને આગળ ધપાવતા હતા જન્મ પછી તુરતજ મુંબઈ આવવાનું થયુ હતુ.

કેળવણી લેવા ગોકુલદાસ તેજપાળ સ્કુલમાં દાખલ થઈ ગુજરાતી પુરૂ જ્ઞાન મેળવ્યું અને અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો.

સને ૧૯૧૧માં તેમના લગ્ન મુંબઈની નામાંકીત શેરબજારના આગેવાન દલાલ શેઠ દેવીદાસ કાનજી સાથે થયાં.

શરૂમાં ઘરના કામકાજમાં રોકાયા પણ સ્વભાવ જ્ઞાત તથા ધર્મની સેવા કરવાનો હોવાથી શ્રી પર્યુષણ પર્વ અને બીજા તહેવારોમાં સેવા કરવામાં સારો લાભ લેતા હતા.

તેઓ શ્વેતાંબર મુર્તિપુજક છે. તેઓ શ્રી જૈન મહિલા સમાજના સભ્ય થયાં. તેમની કાર્ય શૈલીથી તુરતજ કાર્યવાહક કમીટીના સભ્ય તરીકે ચુટાયા.

સને ૧૯૩૨માં તેમના પતિશ્રી સ્વર્ગવાસી થતાં તેઓ વિધ્વા થયાં. તેઓ એકલાજ હોવાથી ધર્મ ધ્યાન તરફ સારો રાગ વધારવા ઈચ્છતાં શ્રી મહિલા સમાજના મંત્રીપદે આવ્યા અને સમાજની દરેક પ્રવૃત્તિઓમાં ખુબ રસ લેતાં થયાં.

મુંબઇ અને માંગરોળ જૈન સભામાં તેમની કાર્યવાહક કમીટીના તેઓ સભ્ય છે. મુંબઇ જૈન યુવક સંઘની કાર્યવાહક કમીટીમાં પણ તેઓ સભ્ય છે.

શ્રી જૈન શ્વેતાંબર પરીષદની સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય છે.

શ્રી ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળ, નેશનલ વિમેન્સ કાઉન્શીલ, તથા બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્શીલમાં સભ્ય છે અને તેમને જરૂર પડે સેવા અર્પી રહ્યા છે.

શેઠ દેવીદાસનાં સ્વર્ગવાસ થયા પછી તેમની પછવાડે લગભગ સવા લાખ રૂપીયા તેમણે નોખી નોખી સંસ્થાઓને આપ્યા છે.

રૂા. દશ હજાર શ્રી હરકીસનદાસ હોસપીટલ.

રૂા. દશ હજાર શ્રી મહાવિર જૈન વિદ્યાલય.

રૂા. દહ હજાર શ્રી માંગરોળ વણીક દવાખાના ને મુંબઈમાં વસ્તી જૈન બ્હેનોને સુવાવડના ખર્ચ સારૂ.

તે સિવાય નાનીનાની રકમો જુદીજુદી સંસ્થાઓને આપેલ છે. જેનો કુલ સરવાળો સવા લાખ રૂપીયા થવા જાય છે. હજુ પણ ગરીબ બ્હેનોને યથાશકિત મદદ કરવાનું ચાલુ છે.

તેઓ સેવાભાવી, સરલ સ્વભાવના, નિરાભિમાની છે જેથી ઘણી બ્હેનોના સંપર્કમાં આવે છે. પોતાનો ઘરખર્ચ ટુંકો કરી જરૂરીયાત વાળી બ્હેનોને યોગ્ય મદદ કરે છે.

તેઓ સુધારક વિચારના છે જેથી કેટલાક જુના રીવાજોને નાબુદ કરવા પ્રયાસ કરે છે. અત્યારે તેઓ શ્રી જૈન મહિલા સમાજના પ્રાણરૂપ છે.

પરમાત્મા આવી સેવાભાવી બ્હેનને જૈન સમાજની સેવા કરવા દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી મેનાબ્હેન નરોત્તમદાસ



શ્રી મેનાબ્હેનનો જન્મ મુંબઈની મશહુર પેઢી "શીવ હેમ અમ્બરની કું."ના માલીક શેઠ હેમચંદ અમરચંદને ત્યાં સવંત ૧૯૫૫ના શ્રાવણ શુદ ૨ના મુંબઈમાં થયો હતો.

તેમના માતુશ્રી આણંદબાઈ ઘણા સંસ્કારી હતાં.

સરકારી માબાપની દેખરેખ તળે ઉછરી ગુજરાતી શિક્ષણ ગોકુલદાસ તેજપાળ સ્કુલમા લીધુ, અને અગ્રેજી શિક્ષણ લેવા માટે ચદારામજી ગર્લ્સ હાઇસ્કુલમા દાખલ થયા

તેમની દશ વરસની ઉમર થતા માતુશ્રી સ્વર્ગવાસી થયા પિતાશ્રી સુધારક વિચારના હોવાથી અગ્રેજી છ ધોરણ સુધી અભ્યાસ કર્યો

સવત ૧૯૭૨મા બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કુ ના સ્ટેટના દલાલ શેઠ નરોત્તમદાસ જગજીવન સાથે તેમના લગ્ન થયા. પિતૃગૃહ અને શ્વસુર ગૃહ સેવાભાવી હોવાથી તેમનામા રહેલો સેવા ભાવ પૂર્ણ રીતે ખીલ્યો પણ સવંત ૧૯૭૯મા તેઓ વિધવા થયા જેથી આખી જીદગી સેવા ભાવે ગાળવા નિર્ણય કર્યો.

જૈન મહિલા સમાજના સભ્ય થયા સાબરમતી આશ્રમની મુલાકાત લીધી અને સને ૧૯૩૨ની અસહકારની લડતમા ભાગ લીધો

તેઓ ગુજરાતિ હિંદુ સ્ત્રી મડળ, શ્રી ભગીની સમાજ, બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્શીલ, નેશનલ કાઉન્શીલ ઓફ વિમેનમા સભ્ય થયા.

શ્રી માગરોળ જૈન સભાની કન્યાશાળામા તથા શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા પેટ્રન થયા

તેઓ મુક કાર્યકર છે અને જૈન મહિલા સમાજના તેઓ પ્રાણરૂપ છે.

તેઓ સેવાભાવી, નિરાભિમાની તથા સરલ સ્વભાવના બ્હેન છે. તેઓને બીલકુલ આંડંબર વગર શાન્ત રીતે કામ કરવાનું ગમે છે એટલે કામ કર્યા કરે છે પણ સમાજની નજરની બહાર રહેતું નથી.

તેઓ ઘણી બ્હેનોના સંપર્કમાં આવે છે જેથી ઘણી બ્હેનોને ઓળખે છે અને જૈન મહિલા સમાજમાં તો એટલા બધા ઓતપ્રોત થઇ ગયા છે કે તેમને લાગે છે કે ઘણું કામ કરવાનું છે. આ બ્હેનોમાં શ્રી મેનાબ્હેન તરફ એટલો બધો ભાવ થઇ ગયો છે કે નજીવી બાબત પણ તેમના કાન સુધી આવે છે. આનો લાભ લઇ શ્રી મેનાબ્હેન યથા શકિત મદદ કરવા પ્રેરાય છે અને જેની કોઇને ખબર પણ પડવા દેતા નથી.

આવી સેવાભાવી બ્હેનને વધુ ને વધુ સેવા કરવાની શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી જસુમતિબ્હેન કાપડીયા



શ્રી જસુમતિ બ્હેનનો જન્મ ભાવનગરમા રેશમી કાપડના અગ્રગણ્ય વ્યાપારી શેઠ ફતેહચદ ઝવેરભાઈ ભાયચદને ત્યા થયેલો, તેમના માતુશ્રી કસ્તુરબાઇ વળાના જાણીતા 'મહેતા' કુટુબના હતા, પિતાશ્રી જૈન ધર્મની

વિદ્વત્તા, મમતા તથા માતુશ્રીની કાળજીભરી ચીવટથી તેમનુ બાલજીવન સુસંસ્કારિતા સાથે ધાર્મિક તથા વ્યવહારીક જ્ઞાનથી પુલકિત થયેલું હતુ

ધાર્મિક, ગુજરાતિ, સામાન્ય અગ્રેજી તથા વ્યવહારિક જ્ઞાન મેળવ્યા બાદ તેમનુ લગ્ન સને ૧૯૨૩માં ભાવનગરના રહિશ શેઠ ગુલાબચદ આણદજીના પુત્ર મનુભાઈ સાથે થયુ

સને ૧૯૨૫ મા શ્રી મનુભાઈએ મુબઈ આવીને સ્પેર પાર્ટસનો સ્વતત્ર ધધો શરૂ કર્યો અને શ્રી જસુમતિ બ્હેનને મુબઈ લાવ્યા

ધાર્મિક, વ્યવહારિક તથા સેવાભાવી પ્રેરણા નીચે તેઓ શ્રી જૈન મહિલા સમાજમા સભ્ય તરીકે દાખલ થયા બાદ તેમની કાર્ય દક્ષતા તથા કાર્ય કૌશલ્યતાથી આકર્ષાઈ સભ્યોએ તેમને મંત્રીપદે ચુંટયા

શ્રી મુંબઈ જૈન યુવક સઘની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે આશરે નવ વર્ષથી તથા શ્રી જૈન શ્વેતાબર કોનફરન્સની સ્ટેન્ડીગ કમીટીના સભ્ય તરીકે આશરે બે વર્ષથી તેઓ જૈન સમાજની યતકિંચિંત સેવા કરી રહ્યા છે

શ્રી શકુન્તલાબેન કાન્તિલાલ જૈન પાઠશાળાના સભ્ય તરીકે ચાર વર્ષથી તેઓ શ્રી જૈન સમાજની બાળા

ઓના ધાર્મિક શિક્ષણ તથા સંસ્કારમાં યોગ્ય રસ લઇ રહ્યા છે

શ્રી કાઠીયાવાડ પ્રજા મંડળ (મુંબઇ)ની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે લગભગ પાંચ વર્ષથી તથા કોંગ્રેસ સંયોજીત સેવિકા દળની તથા અન્ય પ્રવૃત્તિઓથી દેશના રાજ્ય પ્રકરણમાં પણ તેઓ યથાશકિત રસ લઈ રહ્યા છે.

તેઓ સરલ સ્વભાવના સેવાભાવી બ્હેન છે, તેઓ ઘણી બ્હેનોના સંપર્કમાં આવે છે જેથી તેઓ ઘણી બ્હેનોની લીલીશુકી જાણે છે, કોઇનું પણ કામ કરવું હોય તો તે નીડરપણે કરી આપવા જરા પણ પાછી પાની કરતા નથી જેથી સમાજની બધી બ્હેનો તેમને ચહાય છે છતાં તેઓ તદન નિરાભિમાની છે.

પરમાત્મા આવી બ્હેનને સેવા કરવા પરમાત્મા અપૂર્વ શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ અભ્યર્થના.



શ્રી ડાહીબ્હેન દેસાઇ



સવંત ૧૯૩૯મા ભાદ્રપદ કૃષ્ણપક્ષ નોમ જે "ડાગીનોમ"થી ગુજરાત ભરમા સુવિદિત છે, તે દિને શ્રી ડાહીબ્હેનનો જન્મ મુંબઈમા થયેલો હતો.

સાત ભાઇ અને માતા પિતાની લાડીલી ડાહીબ્હેને કુમળી વયમાં ચારક વર્ષની ઉમરે માતૃસુખ ખોયું.

નવમે વર્ષે લગ્ન થયાં અને ડાહી બ્હેન મોટા થઈ સાસરે જવા થાય તે પહેલાં એમના અગીયારમાં વર્ષમા એમના પતિ લકવો જીર્ણજ્વર વિગેરે રોગભોગી બન્યા અને એમની સત્તર વર્ષની ઉમરે વિધવા થયા

શ્રી ડાહીબ્હેન એ આર્ય સમાજના પ્રખર પ્રમુખ ડૉ. કલ્યાણદાસ દેશાઈ અને જાણીતા મોતીચંદ એન્ડ દેવીદાસની સોલીસીટર્સની પેઢીના, ભાગીયા દેવીદાસભાઇના બ્હેન.

બાળવિધવા બ્હેન હોવાથી પુનર્લગ્નની જરીકે ભાવના પોષી હોત તો તત્કાળ એમને સહાનુભૂતિ મળી શકત, પરંતુ સંસાર ઉપરની પોતાની અભિરૂચી નાનપણ અને જુવાનીમાં કપરાં અનુભવોને લીધે વિરક્ત પરિસ્થિતીને પામેલી હોવાથી એ દિશામાં તેમને કદિ અનુરાગ ઉપજ્યો નહિં, અને સેવા સુશ્રુશા તરફ તેમનાં જીવનનાં સરિતા વહેણુ વહેવા લાગ્યાં.

લગ્ન પછીથી પતિની માંદગી અને વ્યવહારની અનુકુળતા માટે છોડેલો અભ્યાસ પોતાથી દાયકો નાની છોકરીઓ સાથે વનિતા વિશ્રામમાં શરૂ કર્યો. ટ્રેન શિક્ષિકા તૈયાર થતાં ચાલ્યાં. સંસ્કૃત ગીતાભ્યાસ વીગેરે બધું સ્ત્રી

મંડળમાં શ્રી હિંમતલાલ ગણેશજી અંજારીયા પાસે શિખવાનું શરૂ કર્યું. મી અંજારીયા માટે ડાહીબ્હેનને અતીવ ગુરૂ ભક્તિ છે, અને આજે પણ તેઓ એ ગુરૂની ગુરૂ ભક્તિના ગુણુ ઓશિંગણુ હોઈ પુજ્યભાવ દાખવે છે.

શ્રી ડાહીબ્હેન પોરવાડ જ્ઞાતિની સ્ત્રી મંડળની સંસ્થામાં પંદરેક વરસથી પ્રમુખ તરીકેનું તથા મુંબઈના જ્ઞાતિ મંડળોમાં વિરલ સ્થાન ભોગવે છે.

મુંબઈના વીમેન્સ એસોશીયેશનના સભાસદ હોવા ઉપરાંત ઓલ ઈન્ડીયા વીમેન્સ એસોશીયેશનની કાર્યવાહી કમીટીના એક અગ્રગણ્ય સભાસદ છે.

સાંતાક્રુઝ સ્ત્રી મંડળ તરફથી તેમને માનપત્ર અપાતાં, ખાર-લક્ષ્મી નગરના ઉપનગરવાસી બ્હેનો તરફથી પણ માનપત્ર અપાયું હતું.

ત્રણત્રણ ભાઈઓના ઘરમાંથી ગાંદગીમાં ભાભીઓની નર્સિંગમાંથી પરવાર્તાં, દેવીદાસભાઈ સાન્તાક્રુઝ રહેવા છતાં ત્યાં મુંબઈમાંના હિંદુ સ્ત્રી મંડળની સુષુપ્તાવસ્થાની શાખાના સેક્રેટરી તરીકે બ્હેનોમાં જીવનોદ્ધાર શિક્ષણ અને તાલીમ શરૂ કરી. મંડળની ઓફીસ એટલે શ્રી ડાહીબ્હેન. ઉચ્ચજીવનનાં ઉચ્ચઆદર્શો રજુ કરતાં મંડળમાં જુદીજુદી જાતના કેળવણીના-સંગીતના-ભરતગુંથણના શીવણના-ધાર્મિક અને સંસારિક પ્રવચનોના-પર્યટનના-કળાના-અંગ્રેજી-હિંદી વર્ગો ઉઘાડી મંડળની જનતા ઉપર છાપ બેસાડી.

મંડળમા અને મંડળના કાર્યક્રમમા જનતાનો અનુરાગ-વિશ્વાસ અને હાર્દિક ટેકો ઉભો કર્યો

માગેલા મકાનમાયે મંડળ બેસતુ, નામના ભાડાના મકાનમા મંડળ બેસતુ, સારૂ ભાડું ભરી બંગલામા અને બ્લોકમા મંડળ બેસતુ, તે મંડળ આજે પોતાનુ મકાન અને ઉપરાંત પોતાની સારી એવી થાપણ સહિત એક અનોખી ભાત પનાઓમા પાડે છે આ શ્રી ડાહીબ્હેનને ફાળે જાય પરંતુ તેઓ મુક કાર્ય સિવાય સમજતાજ નથી એમને જેટલો સેવાનો શોખ છે એટલો યશ અપનાવવાનો શોખ નથી એમને જેટલો કાર્ય કરવાનો શોખ છે એટલો યશગાથા સાભળવાનો શોખ નથી

તેઓ મહાત્માજીના અનુયાયી છે ખાદી એમનો જીવન મંત્ર છે જેલ મહેલની મહેલ બે ત્રણ વખત કરી છે મંડળમા પણ કાંતણ અને વણાટના વર્ગો ચાલે છે

અત્યંત માયાળુ અને સહૃદયી હોવાથી અને સહુને જીતી લેવાની ડાહીબ્હેનમા કળા હોવાથી અડોશપડોશમા જીવનપરાગ પમરાવી પોતની ફોરમના ફુવારા ઉડાડે છે

અમર તપો એ તપસ્વિની
જયજય પામો એ જોગણી
ઘર ઘર હજો એ દેવીની
મુર્તિ મંત જીવન આર્યત્વની

## શ્રી કુસુમગૌરી મુનશી



શ્રી કુસુમગૌરી બેનનો જન્મ સુરતમાં ઉચ્ચ કાયસ્થ કુટુંબમાં થયો હતો. તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ કનૈયાલાલ ડાયાભાઈ મજમુદાર બી. એસ. સી, બી. એ એલ. એલ. બી. વડોદરા રાજ્યમાં ઉંચા અધિકારી હતા.

સંસ્કારી માબાપોના આશ્રય તળે ઉછરી એમણે ગુજરાતી તથા ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું.

કીશોર વયમાંજ અભ્યાસ કરતી વખતે તેમની ચાલાકી અને હુશીયારી તરી આવતી હતી જે ઉપરથી વડોદરા નરેશ સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડે અભ્યાસ પુર્ણ થાય ત્યાં સુધી સારી સ્કોલરશીપ આપવા ઇચ્છા ધરાવી હતી પણ તેમણે તે સ્વીકારી નહોતી, કારણ કે તેમના પિતાશ્રીની ઇચ્છા તેમનાજ ખર્ચે ભણાવવાની હતી.

અભ્યાસમાં ગુજરાતી ભાષાના જ્ઞાનની સાથે વકતૃત્વ શકિતને ખીલવવાનો ખુબ પ્રયાસ તેમણે કર્યો હતો

તેમના લગ્ન સને ૧૯૧૦ના માર્ચ માસમાં શ્રી મંગળદાસ મુનશી સાથે થયા હતા. તેઓ બોમ્બે કોટન મરચન્ટ્સ એન્ડ મુકાદમ એસોશીયેશનના મંત્રી તથા કોટન એક્સચેઇન્જ બીલ્ડીંગ શીવરીના કેરટેકર છે. તેઓ ઘણા સેવાભાવી હોવાથી શ્રી કુસુમગૌરી બેનને સેવા કરવાનો સારો લાભ મળતો હતો.

સને ૧૯૧૯માં શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં સભાસદ તરીકે જોડાયા અને જુદાજુદા ખાતાઓમાં ખુશીથી પુરા ઉત્સાહ પુર્વક સેવા બજાવતા હોવાથી સને ૧૯૨૯માં મંડળના સંયુકત માનદ મંત્રી તરીકે તેઓ ચુંટાયા અને હજુ તેઓ તે હોદા ઉપર ચાલુ છે.

તેમનામાં સ્ત્રી સમાજને ઉન્નત કરવાની ભાવના ઘણી તીવ્ર હોવાથી તેમનું જીવન મંડળના કાર્યમાં ઓતપ્રોત કરી નાંખ્યું છે.

મુંબઇ ઈલાકાના સ્ત્રી સંઘની કારોબારી સમિતિના સભ્ય તરીકે ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળના પ્રતિનિધી તરીકે આશરે ત્રણ વરસ સુધી એ સંસ્થાની સેવા કરવાની તક તેમને મળી હતી.

શ્રી કુસુમગૌરી બ્હેનના આદર્શ ગૃહજીવનમાં બ્હેનોની તેમાં ખાસ કરીને ગરીબ બેનોને મદદ કરવાની ધગશ હતી જેથી જ્યારે તેવી તક મળે ત્યારે તેને ઝડપી લેવામાં પાછા પડતા નથી.

મુંબઇ ઉપરાંત કાઠીયાવાડ ગુજરાતના અનેક સ્થળોને પણ તેમની સેવાનો લાભ મળ્યા કરે છે. કુવાના સમાર કામો, ગૌશાળાના મુંગા પ્રાણીઓને રાહત, ગરીબ સ્ત્રીઓ તથા વિદ્યાર્થિઓને મદદ કરવા હમેશાં પ્રેરાય છે તે તેઓની સેવા વૃતિને આભારી છે.

કાશીની યાત્રાએ જનારા યાત્રીકો માટે શ્રી કાશી ક્ષેત્રના રામઘાટ ઉપર ગૌજીવન શ્રી ચૌડ મહારાજે ધર્મશાળાની વ્યવસ્થા કરેલી છે એના માટે તેમના પતિ શ્રી શેઠ મંગળદાસ મુનશીએ રૂપીયા પાંચ હજારની મદદ કરી છે ધર્મશાળાનું નામ શ્રી કુસુમબેન મુનશી ધર્મશાળા

રાખવામાં આવ્યું છે. તે ધર્મશાળામા ઇલેક્ટ્રીક લાઈટ તથા વાસણોની સારી રીતે સગવડ કરી છે.

તેઓને કાંઈ સંતાન નથી જેથી આ દંપતિ ખૂબ સેવા કરવામાં મશગુલ રહે છે. ઘણી બ્હેનોને આર્થિક મદદ કરે છે. ગી. મુનશી કોટન એકસચેઈન્જમાં છે એવી જેઓને ખબર છે તેઓ તેમને કાગળો લખે છે. જરૂરી બાબતોમાં પોતેજ યોગ્ય બંદોબસ્ત કરી આપે છે, અને પછી મોટી બાબતો વાસ્તે પણ પોતાથી બની શકે તેટલી ભલામણ કરે છે.

છેલ્લાં ઘણાંએક વર્ષો થયાં ગીરગામમાં આવેલા રૂ બજારના મકાનમાં એમનો નિવાસ હોવાથી તથા તે મકાનની બાજુની વસ્તી ઘણી ગરીબ હોવાથી તેમની અનેકવિધ સેવા કરવાનો લાભ તેમને પ્રાપ્ત થાય છે. સ્ત્રી સમાજની સેવા સાથે ગરીબોની સેવા કરવી એ જીવનનો ધ્યેય તેઓએ માન્યો છે.

શ્રી કુસુમગૌરીબેન સરલ સ્વભાવી, મિલનસાર, નિરાભિમાની અને શાન્ત સ્વભાવના છે જેથી ગરીબ બેનો તેમની પાસે આવતાં અચકાતી નથી બલ્કે બંનેને અરસ પરસ મળવા આનંદ મળે છે.

આવી સેવાભાવી બ્હેનને ગરીબોની તથા સ્ત્રી સમાજની સેવા કરવા દીર્ઘાયુ કરે એજ.

## શ્રી ગંગાબ્હેન ગોરધનદાસ પટેલ



શ્રી. ગંગાબ્હેનનો જન્મ વડોદરા રાજ્યના ગામ ભાદરણ મુકામે સંવત ૧૯૪૬ના માગસર વદ ૧૨ને ગુરૂવારના પાટીદાર કુટુંબમાં શ્રી પરૂશોતમદાસ શંકરભાઈને ત્યાં થયો હતો. તેઓ જુનાગઢ સ્ટેટનાં પેલી પંકિતના ફોજદાર હતા. શ્રી ગંગાબ્હેને બાળપણ કાઠીયાવાડમાંજ ગાળ્યું હતું.

તેમણે હાટીના માળીયામાં ગુજરાતી શિક્ષણની શરૂ-આત કરી. ત્યારબાદ તેમણે નાગેશ્રીમાં અભ્યાસ કર્યો પણ બીજી ગુજરાતીમાંજ નિશાળ છોડી દીધી. ઘર-મેળે ખૂબ અભ્યાસ કર્યો છે.

તેમના લગ્ન ચાર વર્ષની વયે ધર્મજના પટેલ શ્રી. વાઘજીભાઈ નરસિંહભાઇના પુત્ર શ્રી. ગોરધનદાસ વાઘજી ભાઇ સાથે થયાં. તેઓ સત્તર વર્ષની ઉંમરે મુંબઈ આવ્યા. તેમના પતિશ્રી બોમ્બે ક્રોનીકલના તંત્રી વીભાગમાં છે.

શ્રી. ગંગાબ્હેનને વાંચવાનો શોખ ખુબ છે જેથી પોતાનો ફાલતુ સમય વાંચવામાં ગાળતા હોવાથી તેઓ ગુજ-રાતીનું સારૂ જ્ઞાન મેળવી શકયા છે. તેઓએ સાથે સાથે વકતૃત્ત્વ શકિત પણ સારી કેળવી છે.

તેઓ સને ૧૯૧૭માં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં જોડાયા અને તેમાં ખૂબ રસ લીયે છે.

તેઓએ વિદેશી કાપડ તજી ખાદીનો અંગીકાર કર્યો છે. સને ૧૯૨૧માં તેઓશ્રી મહાસભામાં જોડાયા. સને ૧૯૩૦ ની લડત વખતે મુંબઈ વોર કાઉન્સીલના પ્રમુખ ચુંટાયા હતા. સને ૧૯૩૦માં ધારાસભાના વિરોધ પ્રચારમાં તેઓ અગ્રગણ્ય ભાગ લેતા હતા. તેઓ વિદેશી કાપડ તથા દારૂ બંધીના પીકેટીંગનાં વિગ્રહ સમિતીના ૧૮માં સર મુખત્યાર તરીકે પકડાયા અને તેમને થાણાની જેલયાત્રાએ મોકલ્યા હતાં. દેશ સેવિકા સંઘના એક વિભાગના તેઓ કેપ્ટન

હતાં. શાન્તાક્રુઝ મહાસભા સમિતીના તેઓ પ્રમુખ તથા ઉપનગર જીલ્લા સમિતીના ખજાનચી ચુંટાયા હતાં તેમાં થોડા વર્ષ સેવા અર્પી હતી

સને ૧૯૨૦માં શાન્તાક્રુઝ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના કરીને તેને વીકસાવવામાં ખૂબ મહેનત કરી હતી અને એના પરીણામે બીજી બ્હેનોના સહકારથી આ મંડળ પોતાનું મકાન બનાવી શક્યું છે.

સાહિત્ય તરફ તેમનો ઘણો શોખ છે. ઘણા દીવાળીના અંકોમાં તેમણે વાર્તાઓ, લેખો તથા થોડાંક જીવન ચરીત્રો લખ્યાં છે. સને ૧૯૩૦ની સાલ પછીથી વાર્તાઓનો સંગ્રહ કરી "ગુજરાતી ટાઈપીસ્ટ" નામનું પુસ્તક બહાર પાડેલ છે. છેલ્લાં સાત વર્ષથી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની પત્રીકાના તંત્રી તરીકે કામ કરે છે.

તેઓ વડોદરા પ્રજા મંડળની કાર્યવાહક કમીટીના સભ્ય હતાં. તેમના પ્રચાર અર્થે ગામડાંઓમાં જઈ જનતાને સમજાવતાં હતા.

તેઓ બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સીલની કમીટીમાં સભ્ય છે.

વાંદરા મ્યુનીસીપાલીટીના સભાસદ તરીકે અને સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય તરીકે તેમની વરણી થઇ હતી.

અખિલ મહિલા પરીષદમાં ડેલીગેટ તરીકે ત્રણચાર વખત ગયાં હતાં. તેઓ હિંદી રાજસ્થાની લોક સમિતીના સભ્ય છે.

તેઓ મહારાષ્ટ્ર મહાસભા સમિતીના સભ્ય છે. સને ૧૯૩૧માં અખિલ હિંદ મહાસભાની સમિતીમાં મહારાષ્ટ્ર પ્રો. કો. તરફથી સભ્ય ચુંટાયા હતા.

તેમણે શ્રી રમણ મહર્ષિના જીવન ચરીત્રનો હિંદી માંથી ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.

તેમના પુત્રના સ્વર્ગવાસ પછી તેઓ ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ વધારે ખેંચાય છે. રમણાશ્રમમાં જવાનુ, ત્યાં રહેવા તથા તેને વીકસાવવાનું તેઓને ઘણું દીલ થાય છે જેથી તે તરફ ખૂબ ધ્યાન આપે છે.

શ્રી. મંડળમાં પણ તેઓ રામાયણનું પ્રવચન કરે છે.

સંસારીક, સામાજીક તથા રાજકીય બાબતોમાં ખુબ રસ લીધા પછી ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ દીલ વળે તે ધન્યવાદને પાત્ર છે.

તેઓ બેન ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ બીજી બેનોને દોરી તેમાં ઉંડા ઉતરી તે સબંધનું જ્ઞાન મેળવવા અને બીજી બેનોને તેવું જ્ઞાન આપવા પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી સુશિલાબેન મારનજી



શ્રી સુશિલાબ્હેનનો જન્મ મુંબઈમાં સને ૧૯૦૧ના ડીસેમ્બર માસમાં ઉચ્ચ ભાટીયા કુટુંબમાં કાપડના મશહુર વ્યાપારી શેઠ લક્ષ્મીદાસ ભિમજી નનજી ને ત્યાં થયો હતો

સેનાબાની માબાપોના ઉચ્ચ સસ્કારો સેગની ગુજરાતિ શિક્ષણ લેવા ગોકલદાસ તેજપાલ સ્કુલમાં દાખલ થયા

અને અંગ્રેજી શિક્ષણ સારૂ શ્રી ચંદારામજી કન્યાશાળામાં દાખલ થઇ મેટ્રીક સુધી અભ્યાસ કર્યો.

તેમના લગ્ન સને ૧૯૧૯ના મે માસમાં શ્રી. માધવજી ધરમસી મોરારજી ગોકલદાસ સાથે થયા. શ્રી માધવજી ભાઇ ઓકસફર્ડ યુનીવર્સિટીની બી.એ.ની ડીગ્રી મેળવી આવ્યા કે તુરતજ લગ્નગ્રંથીથી જોડાયા હતા.

શ્રી માધવજીભાઇ બીમાર થયા ત્યારે તેમની દવા કરાવવા સારૂ શ્રી સુશિલાબેન ઈંગ્લાંડ, ફ્રાન્સ તથા ઇટાલી ફર્યા પણ તબીયત નહી સુધરવાથી હિંદુસ્તાન આવ્યા. વૈદ્યોની ઘણી દવાઓ કરી પણ આરામ ન થયો. સને ૧૯૨૭ માં શ્રી. સુશીલાબ્હેન કમનશીબે વિધ્વા થયા.

સને ૧૯૩૦માં શ્રી. ભાટીયા સ્ત્રી હુન્નર ઉદ્યોગ ગૃહમાં માનનીય શિક્ષક તરીકે જોડાયા અને સને ૧૯૩૫માં આ સંસ્થાની કમિટીના સભ્ય, મંત્રી તથા ખજાનચી થયા. સવંત ૧૯૩૦માં ભાટીયા સ્ત્રી મંડળમાં જોડાયા તેમાં તેમને ખજાનચી તરીકે ચુંટવામાં આવ્યા. આ મંડળના કોટ તથા વડગાદીના બાલમંદિરના તેઓ ખજાનચી છે. ઘાટકોપર શિક્ષણવર્ગના તેઓ મંત્રી તથા ખજાનચી છે.

ખાદી મંદિરના તેઓ એજન્ટ છે એટલે તેઓ ખાદી વૃત ધારી છે એટલુંજ નહિં પણ તેઓને અમુક પ્રમાણમાં સુતર આપવું પડે છે.

સને ૧૯૩૮મા વાલ્કેશ્વર કલા મંદિરના ખજાનચી ચુંટાયા છે ને આ મંદિરને હંશરાજ પ્રેમજી ઓફ શિશુ

શિક્ષણ મદિરમા ફેરવી નખાયુ તેમા પણ સને ૧૯૪૦મા ખજાનચી ચુટાયા છે

તેઓ સેવાભાવી છે ને સાથે સાથે તેઓ સારા લેખક છે અને ૧૯૨૯ થી ૩૩ સુધી 'ભાટીયા યુવક' મા ઘણા લેખો લખ્યા છે તેઓ તેમના સ્ત્રી વિભાગના તત્રી હતા તેઓ તે એકલા માસીકમાજ લખતા હતા જેથી બીજા માસીકો તથા સાપ્તાહિક પત્રો તેમના ઉતારા કરતા હતા તેમનુ વાચન ઘણુ વિશાળ છે

અને ૧૯૩૬ થી તેઓ તેમની પુત્રી સાથે સ્વતંત્ર જીવન ગાળે છે જેથી તેમના ઉપર આવેલા કાર્યો ફતેહ-મદીથી પાર ઉતારી શકે છે

સને ૧૯૩૦મા જ્યારે બારડોલીના ખેડુતો હીજરત કરી જતા હતા તે વખતે ભગીની સમાજ તરફથી દરેક કોમની અમુક બેનોને તે સબધમા જોવા તથા તપાસ કરવા મોક-લેલ ત્યારે ગુજરાતી કોમમાથી સુશીલાબ્હેનને મોકલવામા આવ્યા હતા

ત્રણ વર્ષના ટુક સમય સિવાય આખી જીંદગી સેવા કરવામાજ કાઢી છે તેઓ વિનયી, મિલનસાર તથા નિરા ભિમાની છે તેઓ ઘણી બ્હેનોના સપર્કમા આવ્યા છે અને હજુ આવે છે જેથી સ્ત્રી સમાજની મુશ્કેલીઓ જાણી શકે છે ને તે દૂર કરવા પોતાનાથી બનતુ કરે છે સેવા ધર્મ એજ એમનો મુખ્ય ધ્યેય છે પરમાત્મા આવી બ્હેનને સ્ત્રી સમાજની વધુને વધુ સેવા કરવાની શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે એજ.

શ્રી ગંગાબ્હેન (જયવંતિબેન) કલ્યાણજી ભાટીયા



શ્રી ગંગાબ્હેનનો જન્મ મુંબાઇમાં રૂના મશહુર વ્યાપારી શ્રીમાન શેઠ કલ્યાણજી જે[illegible] નારણજીને ત્યાં મુંબાઈમાં અને ૧૯૦૧માં થયો હતો.

[illegible] ૧૨ તળે ઉ[illegible] શિક્ષણ
લેવા સારૂ ગો[illegible] સ્કુલમાં [illegible] અને

ગુજરાતી પુરૂ જ્ઞાન મેળવ્યું. તેઓ બ્હેનની નિશાળની કારકીર્દિ ઘણી ઉજ્જવળ હતી.

તેમના લગ્ન સને ૧૯૧૫માં મુંબઈમાં શ્રીમાન શેઠ લક્ષ્મીદાસ રવજી તેરસીના નાનાભાઇ શ્રી કલ્યાણજીભાઈ સાથે થયાં હતાં.

તેમના સાસુજી ઘણા માયાળુ હતા. તેમણે ઘરના કામકાજની વ્યવસ્થા કરવાનું શીખ્યું. ઘરમાં માસ્તર રાખી અંગ્રેજી શીખ્યું. લગભગ પાંચમાં ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. સાથે સાથે તેમની વકતૃત્વ શકિત ઘણી કેળવી છે.

ભાટીયા સ્ત્રીઓમાં કોઇ જાતની સામાજીક પ્રવૃતિ નહોતી. સ્ત્રી ઉન્નતિ અર્થે ભાટીયા મિત્ર મંડળમાં તેમના પતિશ્રી કલ્યાણજી ભાઇએ દરખાસ્ત કરી કે ભાટીયા સ્ત્રીઓને મંડળમાં દાખલ કરવી. ઘણી ઉહાપોહ પછી નજીવી ફી લઇ એસોસીયેટ સભ્ય તરીકે દાખલ કરવાનું નકકી થયું, અને પહેલી ભાટીયા સ્ત્રી શ્રીમતી ગંગાબ્હેન સભ્ય તરીકે દાખલ થયા, અને ખુબ મહેનત કરી બીજી બ્હેનોને દાખલ કરી શ્રીં. મણીબ્હેન વાઘજીએ સારો સાથ આપ્યો હતો. સને ૧૯૩૦માં શ્રી ભાટીયા સ્ત્રી મંડળની સ્થાપ્નાં કરી તેમાં તેમણે ઘણા વર્ષો સુધી મંત્રી તરીકે કામ કર્યું, અને હાલમાં તેઓ તે મંડળના ઉપ-પ્રમુખ છે. આ મંડળના સ્થાપક તરીકે તેમનો ફોટો મંડળમાં મુકવામાં આવ્યો છે.

સને ૧૯૩૨માં વીલે પારલે કુમારિકા અને સ્ત્રી

મંડળની સ્થાપના કરી તેમાં તેમની પ્રમુખ તરીકે વરણી થઈ હતી. આ મંડળમાં પણ સ્થાપક તરીકે તેમનો ફોટો મુકવામાં આવ્યો છે. તેઓ ઓલ ઇન્ડીયા વિમેન્સ કાઉન્શીલના એ વોર્ડની શાખાના પ્રમુખ છે તેઓ ભગીની સમાજના આજીવન સભ્ય થયા છે, અને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સભ્ય છે.

સંગીતનો ખુબ અભ્યાસ કર્યો છે. ઘણા સાજ ઉપર તેમનો કાબુ છે અને મ્યુઝીક ડીપ્લોમા પણ મેળવ્યો છે. તેઓ સારા સ્પોર્ટસ બાનુ છે. તરવાનું પણ સારૂં જાણે છે.

તેઓ સુનિતિ ગર્લ્સ હાઈસ્કુલમાં મ્યુઝીક માસ્તર છે. સ્ત્રીઓને સાધારણ જ્ઞાન કેવું મેળવવું જોઇએ તે સબંધમાં હાઈસ્કુલમાં ભણતી કન્યાઓને વ્યાખ્યાન આપી જ્ઞાન આપે છે.

તેમણે ભાટીયા જનરલ હોસ્પીટલમાં જઈ નર્સિંગનું જ્ઞાન મેળવ્યું છે, તેનો ઉપયોગ જરૂર પડે સેવા ભાવે કરે છે.

આ બધી પ્રવૃત્તિઓમાથી જે વખત બચાવે છે તે ધાર્મિક જ્ઞાન મેળવવા ધાર્મિક પુસ્તકો વાંચવામાં ગાળે છે હવે દીવસે દીવસે ધર્મ તરફ વધારે ધ્યાન આપે છે.

. તેમના જ્ઞાનનો બીજી બ્હેનોને લાભ આપવા તથા વધારે ને વધારે સમાજ સેવા ખાતર પરમાત્મા આ બ્હેનને દીર્ઘાયુ અર્પે એજ.

### શ્રી મણીબેન વાઘજીભાઈ શ્રોફ



શ્રી મણી બ્હેનનો જન્મ મુંબઈમાં મશહુર વિમાના એજન્ટ શ્રી ગોવિંદજી મેઘજીને ત્યાં ઉચ્ચ ભાટીયા કુટુંબમાં સને ૧૯૦૩માં થયો હતો. શ્રી અંબીકા એર લાઈન્સ લીમીટેડના મેનેજીંગ ડાયરેક્ટર શ્રીમાન શેઠ વિજયસિંહના તેઓ બેન થાય છે.

તેમના લગ્ન સને ૧૯૨૨માં મુંબઈના શેર બજારના મશહુર દલાલ શેઠ વાઘજી પ્રેમજી શ્રોફ સાથે થયા છે.

ભાટીયા સ્ત્રી મંડળના તેઓ સ્થાપક છે. તેઓ મુંગા કાર્યકર છે. જ્યારે ભાટીયા બ્હેનો મોજશોખમાં પડી હતી ત્યારે ભાટીયા સ્ત્રી મંડળ સ્થાપવા મહેનત કરનાર શ્રી ગંગા બ્હેન કલ્યાણજીને તેઓ ખાસ મદદ કર્તા હતા. તેઓએ આ મંડળને વીકસાવવા ખુબ પરિશ્રમ લીધો છે. તેઓ આ મંડળના સ્થાપકોમાંના એક છે. તેમનો ફોટો ભાટીયા સ્ત્રી મંડળના કોટ વિભાગના મકાનમાં મુકવામાં આવ્યો છે.

કેળવણી તરફ તેમને ઘણો પ્રેમ છે. પોતાના દીકરાને તેની વહુ સાથે અમેરીકા મોકલ્યા છે અને તેમની બે વરસની બેબીને પોતે સંભાળે છે.

તેમનામાં સેવા કરવાની ખુબ તમન્ના છે. મુંગા મુંગા તેઓ સેવા કરવાના કાર્યોમાં રસ લીધા કરે છે. ભાટીયા સ્ત્રી મંડળ લાઇબ્રેરી તેઓ સાચવે છે.

તેઓ વીલેપારલેના કુમારિકા સ્ત્રી મંડળ તથા શ્રી. ભાટીયા સ્ત્રી મંડળના પેટ્રન છે.

કુમારિકા અને સ્ત્રી મંડળે ખોલેલી રેશનીંગની દુકાને મદદ કરવા જાય છે. તેઓ સ્પોર્ટસ લેડી છે. તેમના

બંગલામાં સ્વીમીંગ બાથ બનાવ્યો છે, તેનો લાભ બ્હેનોને આપે છે તે સબંધમાં પોતે ખાસ કાળજી રાખે છે.

તેઓ શાંત તથા મિલનસાર સ્વભાવના છે. તેઓ સાધન સંપન્ન હોવા છતાં સ્ત્રી સમાજની ઉન્નતિ અર્થે સેવા કરવાની મહત્વાકાંક્ષા ધરાવે છે.

મંડળોની કામકાજની હાકલ થાય છે ત્યારે એકદમ બધી બ્હેનો સાથે સહકારથી કામ કરવા તૈયાર થાય છે.

તેઓ માયાળુ તથા દયાળુ સ્વભાવના હોવાથી ઘણી બ્હેનોને ઉપયોગી થાય છે.

આવી સેવા ભાવી બ્હેનને વધુને વધુ સેવા કરવાની શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે એજ.



### શ્રી બચ્ચુ બ્હેન ધરમસી ઠક્કર



શ્રી બચુ બ્હેનનો જન્મ સને ૧૮૯૦માં મુંબઇના ભાટીયા કુટુંબમાં શેઠ તુલસીદાસ ધનજીને ત્યાં થયો હતો

તેમના માશા નારણજી પ્રમાનંદ સુધારક વિચારના તથા કેળવણીના હીમાયતી હોવાથી શ્રી બચ્ચુબેને તેમના માશાને ત્યાં રહી કેળવણી લીધી હતી, ગુજરાતિ શિક્ષણ મંગળદાસ નથુભાઈ કન્યાશાળામાં લીધું હતું.

તેમના લગ્ન મેસર્સ ધરમસિંહ દિનકરરાવ અને નંદલાલ સોલીસીટરની પેઢીના ભાગીદાર શ્રી. ધરમસિંહ જેઠાભાઈ ઠક્કર સાથે સને ૧૯૦૪માં થયા હતા. પરણ્યા પછી ઘેર માસ્તર રાખી અંગ્રેજીનું જ્ઞાન મેળવ્યું હતું.

તેઓ સારા વકતા તથા પ્રખર કાર્યકર છે.

સને ૧૯૧૮ની સાલમાં મુંબઈમાં મહાસભાનું અધિવેશન ભરાયું હતું તે વખતે મહિલા વિભાગનું વ્યવસ્થા કરવાનું કામ તેમણે ઉપાડી લીધું હતું. જાહેર જીવનમાં પ્રવેશ કરવાની તેમને આ ઉત્તમ તક સાંપડી હતી.

સને ૧૯૨૦માં યુરોપની મુસાફરીએ ગયા હતા. ત્યાંની ઘણી સંસ્થાઓનું અવલોકન કરી સારૂં જ્ઞાન મેળવ્યું હતું. ફરી પાછા સને ૧૯૨૪માં યુરોપની મુસાફરી કરી અને જે અધુરૂં લાગતું હતું તે સબંધમાં પુરી માહિતી મેળવી લીધી, જેનો ઉપયોગ અત્રે સેવા કાર્ય કરવામાં કર્યો.

સને ૧૯૩૦માં ભાટીયા સ્ત્રી મંડળ સ્થપાણું તેના આદ્ય સ્થાપકોમાંનાં તેઓ એક છે. સને ૧૯૩૫થી તે મંડળના પ્રમુખ તરીકે સેવા અર્પી રહ્યા છે. સને ૧૯૪૬-૪૭માં તે હોદ્દાથી તેઓ નિવૃત થયા છે.

તેઓ ઘણા સેવાભાવી તથા માયાળુ બ્હેન છે. તેમના સરળ અને નિરાભિમાની સ્વભાવને અંગે ભાટીયા સ્ત્રી મંડળમાં જવાબદારી ભર્યાં કામ કરી શકયાં હતાં

ભાટીયા સ્ત્રી મંડળ એ એક કોમી સંસ્થા છે જે જુદાજુદા કેન્દ્રોમાં સારૂં કામ કરી રહેલ છે તે તેના આદ્ય સ્થાપકોને આભારી છે. જે વખતે એ કોમ શ્રીમતાઈના ભર પુરમાં હતી, બ્હેનો મોજશોખ અને આનંદમાં મગ્ન હતી તે વખતે તે બ્હેનોને મંડળ તરફ ખેંચવી અને સેવા ભાવી કામ કરવા દોરવવી એ અહેલું કામ નહોતું. આ વખતે જરા પણ સંકુચિત વૃત્તિ રાખે તો આવું કાર્ય સરસ રીતે થઈ શકે નહી, તે ફક્ત શ્રી બચુ બ્હેનની કાર્ય દક્ષતાનેજ આભારી છે. આ ભાટીયા સ્ત્રી મંડળ એ તેમના આદર્શ કાર્યનો નમુનો છે.

બોમ્બે વિમેન્સ એસોશીએશન, ભગિની સમાજ, ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળ, મુંબઇ ઇલાકાની વીમેન્સ કાઉન્સીલ વીગેરે સંસ્થાઓમાં તેમણે સેવા અર્પી છે.

અખિલ હિંદ મહિલા પરીષદની શાળા શ્રી ભાટીયા સ્ત્રી મંડળના કોટ વિભાગમાં ખોલવામાં આવી છે તેમાં તેઓ ઉપ-પ્રમુખ છે.

આવી સેવા ભાવી બ્હેનને આવા મંડળોને સારી દોરવણી આપવાની શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી વિદ્યાબ્હેન ચુનીલાલ શાહ



શ્રી વિદ્યાબ્હેનનો જન્મ સને ૧૯૧૨ના અકટોબર માસની ૨૬મી તારીખે દશા મોઢ વણીક કુટુંબમાં ખભાતમા શેઠ ગીરધરલાલ ઈશ્વરલાલને ત્યાં થયો હતો.

સંસ્કારી માબાપોના આશ્રયતળે ઉછરી ગુજરાતિ શિક્ષણ ખભાતની કન્યાશાળામાં લીધું હતુ, અને થોડું અંગ્રેજી જ્ઞાન ઘર મેળે મેળવ્યું હતું.

તેમના લગ્ન ખંભાતના રહિશ મુંબઈના નામાંકિત કોલ મરચન્ટ શેઠ ચુનીલાલ ગીરધરલાલ શાહ સાથે સને ૧૯૨૮ના જાનેવારી માસમાં થયાં હતાં. લગ્ન પછી ઘણી સમૃધ્ધિમાં દિન પ્રતિ દિન વધારો થતો ગયો.

તેમના પતિશ્રી જાપાન જવાના હતા તે વખતે તેમની સાથે જવા તૈયાર થયા, પણ સંસારી સંજોગોને લીધે પાસપોર્ટ કઢાવ્યા છતાં મુસાફરી કરી શક્યા નહી જેથી અહિંજ સ્ત્રી શકિતને ખીલવવા સ્ત્રી સમાજની સેવા કરવા નિશ્ચય કર્યો.

પંચનાથ મહાદેવના મંદીરમાં શ્રી શાન્તાબ્હેન તથા અન્ય બ્હેનોના સહકારથી માલાડ ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળની સ્થાપ્ના કરી. પહેલાંતો કેટલાકને શંકા હતી કે આવા મંડળો ચાલશે નહીં પણ શ્રી વિદ્યાબ્હેન તથા શ્રી શાન્તાબ્હેનના અથાગ શ્રમથી આ મંડળ આજે તેર વરસ પુરાં કરી ચૌદમાં વરસમાં પ્રવેશ કરે છે. આ બ્હેનો ખરેખર ધન્યવાદને પાત્ર છે.

આ મંડળના આશ્રય તળે કન્યા મંડળ પણ સ્થાપવામાં આવ્યું છે. પ્રૌઢ બ્હેનોને ગુજરાતિ શિક્ષણ ઉપરાંત શીવવા ગુંથવાનું શીખવવામાં આવે છે. આ મંડળમાં સભ્ય બનવા આજુબાજુના ગામડાંઓ વસ્તી બ્હેનોને ભલામણ કરે છે.

સ્ત્રી શક્તિ અજબ કામ કરી શકે છે એ પુરવાર કરવાની આકાંક્ષાથી આ મંડળને ઉચ્ચ પોષણ આપવા ખુબ પ્રયાસ કરે છે અને આમ જનતાને સાબીત કરી આપ્યું છે કે જો બરાબર સગવડ મળે તો સ્ત્રી શક્તિ પુરૂષો કરતાં પણ વધારે કામ કરી શકે છે. તેઓ આ મંડળના પ્રમુખ છે.

તેઓ ઘણી બ્હેનોના સંપર્કમાં આવે છે. ગરીબ બ્હેનોની જરૂરીયાત પ્રસંગે મદદ કરવા યથાશક્તિ બંદોબસ્ત કરે છે, જેની કોઈને ખબર પડવા દેતા નથી.

તેઓ સાધન સંપન્નવાળા બ્હેન છે. તેમનામાં સેવાભાવ ઝણઝણી રહ્યો છે જેથી આ અથાગ પરીશ્રમ ઉઠાવે છે.

તેઓ ઘણા સરળ તથા મિલનસાર સ્વભાવના છે. આવી બ્હેનોને સેવા કરવાની અદ્દભૂત શક્તિ સાથે દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી શાન્તાબ્હેન નગીનદાસ ખાંડવાળા



શ્રી શાન્તાબ્હેનનો જન્મ નડિયાદના વિશા મોઢ વણીક કુટુંબમાં ત્યાંના મશહુર કાપડના વ્યાપારી શ્રી શંકરલાલ બાપુજીને ત્યાં સવંત ૧૯૬૭ના પોષ શુદ ૧૦ ને વાર મંગળના થયો હતો. માબાપ સુધારક વિચારના તથા આંતર જ્ઞાતિય લગ્નના હિમાયતી હતા.

મામાના લાડ તળે ઉછરી ગુજરાતિ શિક્ષણ નડિઆદની કન્યાશાળામા ગુજરાતિ ફાઈનલ સુધી લીધુ હતુ

તેમના લગ્ન સુરતના વિશા લાડ વાણીઆ કુટુંબના સુબર્ણના જાણીતા શેઠ દલાલ શેઠ નગીનદાસ ખાડવાળા સાથે સંવત ૧૯૮૨મા થયા હતા

લગ્ન બાદ શ્રીમાન શેઠ નગીનદાસ ખાડવાળાની સમૃદ્ધિમા દિન પ્રતિ દિન વધારો થતો ગયો હતો

શાન્તાબ્હેન ની સમાજની ઉન્નતિ જોવાની તિવ્ર આકાક્ષા હતી પચનાથ મહાદેવના મદિરમા શ્રી વિદ્યાબ્હેન તથા અન્યબ્હેનોના સહકારથી અને ૧૯૩૪મા માનાડ ગુજરાતિ હિંદુ સ્ત્રી મડળની સ્થાપના કરી આ વખતે કેટલાકોને શકા હતી કે આવા મડળ ચાલશે નહી પણ શ્રી વિદ્યાબ્હેન તથા શ્રી શાન્તાબ્હેનના ખુબ પ્રયાસથી આ મડળ તેર વરસ પુરા કરી ચૌદમા વરસમા પ્રવેશ કરે છે તે ખાતર આ બ્હેનો ધન્યવાદને પાત્ર છે

આ મડળના આશ્રય તળે કન્યા મડળની સ્થાપના કરી છે, સાથે સાથે પ્રૌઢ બ્હેનોને ગુજરાતિ શિક્ષણ ઉપરાત સીવવા ગુથવાનુ કામ શીખવવામા આવે છે

શ્રી શાન્તાબ્હેને રૂા ૫૦૧) આપી આ મડળમા સ્ત્રી ઉપયોગી પુસ્તકોનુ પુસ્તકાલય ખોલ્યુ છે, જેનુ નામ મડળ તરફથી શ્રી શાન્તાબ્હેન ખાડવાળા પુસ્તકાલય રાખવામા

આવ્યું છે. પોતાના ઘરના તમામ પુસ્તકો તે પુસ્તકાલયમાં આપી દીધા છે અને તેને મદદ કરવાનો ઝરો હંમેશાં ચાલુજ છે.

તેઓ આ મંડળના ઉપ-પ્રમુખ છે. આ મંડળને સતેજ બનાવવાનો તેમનો પ્રયાસ છે.

શ્રી શાન્તાબ્હેન ઘણા નમ્ર, વિનયી તથા સેવા ભાવી છે. તેઓ સાધનસંપન્ન છે છતાં તેમનામાં જે સેવા ભાવ છે તેને લીધે તેમનો ફાલતુ વખત મંડળના કામકાજમાં ગાળે છે. આજુબાજુના ગામડાઓમાં વસ્તી બ્હેનોને આ મંડળના સભ્ય બનાવવા પુરતી કોશીષ કરે છે. આથી તેઓ ઘણી બ્હેનોના સહવાસમાં આવ્યા છે. તેમના દુઃખસુખથી જાણીતા થાય છે. કોઈ બ્હેન તકલીફમાં આવે છે ત્યારે તેને મદદ કરવા પુરતો પ્રયાસ કરે છે.

પરમાત્મા આવી સેવા ભાવી બ્હેનને સેવા કરવાની અનુકૂળતા સાથે દીર્ઘાયુ અર્પે એજ.

શ્રી સ્વર્ગસ્થ અજવાળી બ્હેન ભાયાણી



શ્રી અજવાળી બ્હેનનો જન્મ સવત ૧૯૫૨ના આષાડ શુદ ૧૪ના મહુવાના પ્રતિષ્ઠિત દાણી કુટુબમા શ્રીયુત ભાઈ ત્રીભોવનદાસ છગનલાલને ત્યાં થયો હતો

સંસ્કારી માબાપના આશ્રય તળે ઉછરી ગુજરાતી શિક્ષણ મહુવાની કન્યાશાળામાજ લીધું હતુ

તેમના લગ્ન સંવત ૧૯૬૭માં ઉરણના રહીશ દશા શ્રીમાળી વણીક જ્ઞાતીના પ્રતિષ્ઠિત ગૃહસ્થ શ્રી પ્રેમચંદ ચત્રભુજ ભાયાણી સાથે થયાં હતાં.

તેઓ બ્હેન ઘણા સેવાભાવી હતા. તેઓ તેમની જ્ઞાતિની સ્ત્રી સંસ્થાના પ્રમુખ હતા અને ઘણા પ્રેમથી તે સ્ત્રી મંડળ ચલાવતા હતા તે ઉપરાંત ઓમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલની કાર્યવાહક કમીટીના સભ્ય, કોટ હિંદુ સ્ત્રી મંડળના આજીવન સભ્ય અને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સભ્ય હતા.

તેઓ સને ૧૯૪૩ના અકટોબર માસમાં સ્વર્ગવાસી થયા હતા તે વખતે શ્રીમતી ગંગાબેન પટેલના પ્રમુખ પણા નીચે સદગતને અંજલી આપવા એક સભા મળી હતી, તેમાં અગ્ર સ્ત્રી આગેવાન બ્હેનોએ સદગતની સેવા ભાવનાની તારીફ કરી અંજલી આપી હતી.

સંસ્કારી શ્રી અજવાળી બ્હેનના પુનિત આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પે એજ.

શ્રી. જમનાબાઇ ગોર્વાદજી



શ્રી જમનાબાઇનો જન્મ શ્રી પોરબંદરના રહિશ શેઠ પુરૂશોતમદાસ નારણજી મુળજી જેઓ મુંબાઇમાં શેઠ મુળજી જેઠાના ભાગીદાર હતા તેમને ત્યા સવત ૧૯૨૯ના ચૈત્ર વદ ૯ ને રવીવારનો થયો હતો. એ કુટુંબ ઘણું સુખી અને સમૃદ્ધિવાન હતુ.

તેમના લગ્ન સંવત
શ્રીમાળી વણીક જ્ઞાતીના પ્ર
ચત્રભુજ ભાયાણી સાથે થ

તેઓ બ્હેન ઘણા
જ્ઞાતિની સ્ત્રી સંસ્થાના પ્ર
સ્ત્રી મંડળ ચલાવતા હતા
વીમેન્સ કાઉન્સીલની કાર્ય
સ્ત્રી મંડળના આજીવન
મંડળના સભ્ય હતા.

તેઓ મને ૧૯૪
થયા હતા તે વખતે શ્રી
પણા નીચે સદગતને અ
હતી, તેમાં અગ્ર સ્ત્રી
ભાવનાની તારીફ કરી ર

સંસ્કારી શ્રી અ
પ્રભુ ચિર શાંતિ અર્પે

આ સેનીટેરીયમોમા સુવાવડ કરવા સારૂ જગ્યા નહોતી જેથી સગર્ભા બ્હેનોને દેશ જવુ પડતુ હતુ આ ખર્ચ ગરીબ બ્હેનોને ભારે પડતો હતો, આ સબંધમા જમનાબ્હેને ખુબ પ્રયાસ કર્યો તેને લીધે કોટમા પ્રસુતિ ગૃહ થયું તેની કમીટીમા જમનાબ્હેન દેશ ગયા હતા છતા તેમનુ નામ સભ્ય તરીકે રાખવામા આવ્યુ દેશમાથી આવ્યા બાદ તે પ્રસુતિગૃહમા વારવાર જતા હતા

કલકતામા ભાટીયા કોનફ્રન્સ ભરાણી તે વખતે તે કોનફરન્સમા હાજરી આપી હતી, તેઓ પહેલા ભાટીયા સ્ત્રી હતા જેમણે કોનફરનમા ભાષણ કર્યું હતુ અને સ્ત્રીઓની ઉન્નતિ સારૂ પ્રયાસ કરવા ખાસ માગણી કરી હતી

કાઠીયાવાડમા જોડીયા ગયા હતા ત્યારે તેમની પ્રવૃત્તિથી ખુશી થઇ જ્ઞાતિ ભાઇઓએ જમનાબાઇને માનપત્ર આપ્યુ હતુ.

જમનાબાઇના ખાસ પ્રયાસથી ગીરગામમા ભાટીયા હુન્નર ઉદ્યોગ શાળા ખોલવામા આવી હતી, ત્યા બધી બ્હેનોને જવાની તકલીફ પડતી હતી જેથી તેમણે હાલાઇ ભાટીયા મહાજન પાસેથી કાલબાદેવી ઉપર નજીવા ભાડાથી જગ્યા મેળવી ને ત્યા પણ તેવી શાળા ખોલવામા આવી હતી

ભાટીયા મીત્ર મડળમા એસોસીયેટ સભ્ય તરીકે દાખલ થનારી બ્હેનોમા તેઓ પણ એક હતા આ બાબત

કેળવણીમાં ફક્ત એક ગુજરાતી ચોપડી ભણ્યાં હતાં પણ ઘરમેળે ગુજરાતિનું સારૂ જ્ઞાન મેળવ્યું હતુ.

શ્રી. જમનાબાઈનું વેશવાળ અઢી વર્ષની ઉમરના હતા ત્યારે શેઠ માધવજી વિશરામના દીકરા શ્રી. ગોવિંદજી ભાઇ સાથે થયું હતું. તે વખતે તેમની ઉમર ત્રણ વરસની હતી. શ્રી જમનાબેન દશ વરસના થયાં એટલે સને ૧૯૩૯ માં તેમના લગ્ન થયાં હતાં.

તેમના પતિશ્રીનો ધર્મ તરફ સારો રાગ હતો જેથી કાઠીયાવાડમાં દ્વારકા, પ્રભાસ પાટણ, જુનાગઢ, માધુપુર વીગેરે સ્થળોએ જાત્રાર્થે ગયા અને આનંદથી જાત્રી કરી હતી.

સંવત ૧૯૭૧માં શ્રી. જમનાબેન વિધવા થયા, તેઓએ તેમના પતિશ્રી પાછળ ઘણા ધર્મકાર્યો કર્યાં હતાં તેમના પતિશ્રી ગુજરી ગયાને દોઢ વરસ થયું ત્યારે જમનાબાઈને જાહેર સેવામાં ઝંપલાવવા તમન્ના જાગી.

શરૂમાં ભરવા, ગુંથવા તથા શીવવાનુ ખાતું ખોલ્યું. માસીક રૂપીયા એકસોનો ખર્ચ રાખી શિક્ષક તથા શિક્ષિકાઓ રાખી ભાટીયા સેનીટોરીયમના મકાનોમાં વારાફરતી બપોરના ૨ થી ૪ શીખવવા મોકલતા. તે રીતે તૈયાર થતો માલ પણ બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા બ્હેનો ખરીદી લેતાં હતાં

આ સેનીટેરીયમોમાં સુવાવડ કરવા સારૂ જગ્યા નહોતી જેથી સગર્ભા બ્હેનોને દેશ જવું પડતું હતું. આ ખર્ચ ગરીબ બ્હેનોને ભારે પડતો હતો, આ સબંધમાં જમનાબ્હેને ખુબ પ્રયાસ કર્યો તેને લીધે કોટમાં પ્રસુતિ ગૃહ થયું તેની કમીટીમાં જમનાબ્હેન દેશ ગયાં હતાં છતાં તેમનું નામ સભ્ય તરીકે રાખવામાં આવ્યું. દેશમાંથી આવ્યા બાદ તે પ્રસુતિગૃહમાં વારંવાર જતાં હતાં.

કલકતામાં ભાટીયા કોનફરંસ ભરાણી તે વખતે તે કોનફરંસમાં હાજરી આપી હતી, તેઓ પહેલા ભાટીયા સ્ત્રી હતાં જેમણે કોનફરંસમાં ભાષણ કર્યું હતું અને સ્ત્રીઓની ઉન્નતિ સારૂ પ્રયાસ કરવા ખાસ માગણી કરી હતી.

કાઠીયાવાડમાં જેઠીયા ગયાં હતાં ત્યારે તેમની પ્રવૃત્તિથી ખુશી થઇ જ્ઞાતિ ભાઈઓએ જમનાબાઈને માનપત્ર આપ્યું હતું.

જમનાબાઇના ખાસ પ્રયાસથી ગીરગામમાં ભાટીયા હુન્નર ઉદ્યોગ શાળા ખોલવામાં આવી હતી, ત્યાં બધી બ્હેનોને જવાની તકલીફ પડતી હતી જેથી તેમણે હાલાઇ ભાટીયા મહાજન પાસેથી કાલબાદેવી ઉપર નજીવા ભાડાથી જગ્યા મેળવી ને ત્યાં પણ તેવી શાળા ખોલવામાં આવી હતી.

ભાટીયા મીત્ર મંડળમાં એસોસ્રીએટ સભ્ય તરીકે દાખલ થનારી બ્હેનોમાં તેઓ પણ એક હતાં. આ બાબત

અનુકુળ નહી લાગવાથી ભાટીયા સ્ત્રી મંડળની સંસ્થા અલગ મકાનમાં ખોલવાનો પ્રયાસ કર્યો અને તે કોટમાંજ ખોલવામાં આવી.

આ મંડળ ખોલવામાં તેમણે જે પરીશ્રમ ઉઠાવ્યો તેની કદર કરવા સારૂ શ્રી ભાટીયા સ્ત્રી મંડળે તેમને માનપત્ર આપ્યું અને સુંદર ચાંદીના કાસ્કેટમાં ભેટ કર્યું અને તેમનો ફોટો મંડળમાં ખુલ્લો મુકવામાં આવ્યો.

એક સમયે પ્રસુતિ ગૃહમાં તેઓ ગયા ત્યારે એક બાઈ બીમાર હતી ને તેને જોઈને વીચાર થયો કે હોસ્પીટલની જરૂરત છે, બીજી શ્રીમંત બ્હેનોને મલી હોસ્પીટલ સારૂ પ્રબંધ કર્યો અને ચોપાટી ઉપર હોસ્પીટલ ખોલવામાં આવી.

તેમને ખુજલીનું દર્દ થવાથી તેમને વજ્રેશ્વરી જવાની અને ત્યાં ગરમ પાણીના કુંડના પાણીથી ન્હાવાની ભલામણ થઇ, તેઓ ત્યાં ગયાં અને તેમને આરામ થયો. તેઓ વારંવાર ત્યાં જતાં હતાં, ત્યાં એક સેનીટેરીયમ બંધાવાની ઇચ્છા થઈ અને તેમના સ્વર્ગસ્થ પતિની યાદગીરીમાં શેઠ ગોવિંદજી માધવજી આરોગ્ય ભુવન એ નામે સેનીટેરીયમ બંધાવ્યું, તેમાં બગીચો, પાણીનો કુવો, પાયખાના વિગેરે સગવડ છે, માંદાઓને દવા અપાય છે, લાઈબ્રેરીની પણ ગોઠવણ કરી છે, દશ બાર કુટુંબો રહી શકે તેવી ગોઠવણ કરવામાં આવી છે તેમાં લગભગ રૂપીયા

એંશી હજારનો ખર્ચ થયો છે.

ઉદ્યોગશાળામાં નાના નાના બાળકો અરસપરસ ગાળો દેતા સાંભળી એક બાલ મંદિર ખોલવાની ઇચ્છા થઇ. મ્યુનીસીપલ શાળામાં જવા જેવડા થાય ત્યાં સુધી બાલ મંદિરમાં ભણે તે સારૂ રૂપીયા વીશ હજારનું ટ્રસ્ટ કરી શેઠ ગોવિંદજી માધવજીને નામે કાલબાદેવી ઉપર બાલ મંદિર ખોલ્યું, પહેલાં તેઓ પોતે દેખરેખ રાખતાં હતાં પણ હાલમાં વૃદ્ધાવસ્થાને અંગે પોતે નીવૃત્ત થયા છે. તેઓ ભાટીયા સ્ત્રી મંડળના પેટ્રન છે.

કોંગ્રેસમાં બે વરસ સુધી કામ કર્યું છે, સ્ત્રીઓની વર્કીંગ કમીટીમાં સભ્ય હતાં, કપડા તથા દારૂની પીકેટીંગમાં કામ કર્યું છે અને પોતે ધર્મચુસ્ત હોવા છતાં જેલ જાત્રા કરી છે, જાહેરમાં ભાષણો પણ આપ્યા છે અને મહાત્માજીની દરેક પ્રવૃત્તિમાં ભાગ લીધો છે, ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લીધી છે ને પુરા ખાદીધારી છે.

તેઓ સેવાભાવી માયાળુ તથા દયાળુ સ્વભાવના છે જે ઘણું અનુકરણીય છે.

ભાટીયા જ્ઞાતિ સિવાય તેમણે ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળને પણ રૂપીયા એક હજારની મદદ કરી છે.

અત્યારે તેમની સલાહ ઘણી ઉપયોગી છે પરમાત્મા આવી બ્હેનને યોગ્ય સલાહ દેવા દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રી. મોતીબ્હેન મુળજી વકીલ



શ્રી. મોતી બ્હેનનો જન્મ કચ્છના નળીયા ગામે સને ૧૮૯૮ માં મુળજી જેઠા મારકેટમાં કાપડનો ધીકતો ધંધો કરતા શ્રીમાન શેઠ વલ્લભદાસ દામોદરદાસને ત્યાં થયો હતો. તેમના માતુશ્રી સુંદરબાઈ બહુ સંસ્કારી જુની રૂઢીના ધાર્મિક વિચારોવાળાં હતાં, જેથી શ્રી. મોતી બ્હેન

મ્યુનીસીપલ કન્યાશાળામાં ગુજરાતી પાંચ ધોરણ સુધી અભ્યાસ કરી શકયા.

તેમના લગ્ન મુંબઇમાં સવંત ૧૯૬૪ ના વૈશાખ શુદ ૧૦ ના શેઠ મુળજીભાઈ રણછોડદાસ વકીલ સાથે થયાં.

શ્વસુરપક્ષે સાસુજી ઘણા જુની રૂઢીના કડક સ્વભાવના હતા, શરૂઆતમાં તેમના આશ્રયે ઘરગથ્થુ તમામ કામ શીખ્યા, અંગ્રેજી શિક્ષણ લેવાની ઉમેદ હતી પણ ઘરકામથી નવરાશ મળી નહોતી, તેમના સાસુજીના સ્વર્ગવાસ પછી ઘરમેળે કેટલુંક જ્ઞાન મેળવ્યું અને જાહેર સેવા કરવાની તમન્ના જાગી.

ભાટીયા મીત્ર મંડળમાં બીજી બ્હેનોની સાથે એસોસીએટ સભ્ય થયા, ભાટીયા સ્ત્રી મંડળ સ્થપાણું ત્યારથી તેના સભ્ય છે.

તે મંડળના આશ્રમે વડગાદી ઉપર શિક્ષણ વર્ગ ખોલવા સારૂ પોતાના વડગાદી ઉપર આવેલા મુળજી બીલ્ડીંગમાં એક રૂપીયાને ભાડે રૂમ એક મેળવી શિક્ષણ વર્ગ ખોલ્યો. નાના નાના છોકરાંઓ રઝળતાં હતાં જેથી તેઓને શિક્ષણ આપવા શ્રી. મંડળે વડગાદી ઉપર બાલ મંદિર ખોલવાનું ઠરાવ્યું ત્યારે તેમના મકાનમાં બીજી એક રૂમ લઇ તેમાં સને ૧૯૩૪ માં બાળ મંદિર ખોલ્યું. બાળ મંદિરમાં સંખ્યા વધવાથી સને ૧૯૩૮માં બીજી મોટી જગ્યા લઇ તેમાં ફેરવ્યું.

સને ૧૯૪૪માં મુંબઈમાં ધડાકાની હોનારતમાં બાળ મંદિરનું મકાન પણ સપડાઈ ગયું, જેથી, તેમને બહુ લાગી આવ્યું હતું, શ્રી વલ્લભદાસ કરસનદાસ નાથાએ પોતાની જગ્યા છ માસ સુધી આપી, સુંદર સો મીલવાળાએ રૂા. પંદરસોનું ફરનીચર આપ્યું ને બાળ મંદિર શરૂ કર્યું. વડગાદી ઉપર ગોરધનદાસ કરસનદાસ બાલમંદિર અને પ્રાઈમરી સ્કુલ, મેઘજી મથુરાદાસ પુસ્તકાલય, શ્રી અદીબાઈ ચત્રભુજ (સ્વર્ગસ્થ શેઠ લક્ષ્મિદાસ રવજી તેરસીની ભાણેજ) શિક્ષણ વર્ગ ચાલે છે તે શ્રી મોતિબ્હેનના પ્રયાસનેજ આભારી છે, તેઓ મંડળમાં આઠ વર્ષ સુધી ઉપ પ્રમુખ હતા, ઘાટકોપરમાં શિક્ષણ વર્ગ તેમના પ્રયાસે ખોલવામાં આવ્યો હતો.

વાલ્કેશ્વર ઉપર ભગિની કલા મંદિર તેમને બીજી બ્હેનોનો સાથ લઈ ખોલ્યું અને તેના આશ્રયે સને ૧૯૪૪માં શેઠ હંસરાજ પ્રેમજી શ્રોફ શિશુ શિક્ષણ મંદિર ખોલવામાં આવ્યું. તેમના તેઓ મંત્રી છે.

તેઓ ખુબ ખંત અને ઉત્સાહથી કામ કરે છે, હાથમાં લીધેલી સંસ્થાના તે પ્રાણરૂપ બની જાય છે.

તેઓ ઘણા સેવાભાવી, સરળ સ્વભાવના નિરાભિમાની બ્હેન છે, તેઓ ઘણા ખંતિલા કાર્યકર છે પણ બહારમાં આવવાની જરાપણ ઇચ્છા સેવતા નથી.

પરમાત્મા આવી બ્હેનને વધુ ને વધુ કામ કરવાની શકિત સાથે દિર્ઘાયુ અર્પે એજ.

## શ્રી મુદ્રિકા અંજારીયા



શ્રી. મુદ્રિકાબેનનો જન્મ સને ૧૮૮૭ના સપ્ટેમ્બરની ૩ તારીખે અમદાવાદમાં થયો હતો તેમણે ચાર વરસની ઉંમરે માતૃસુખ ગુમાવ્યું હતું. તેમના પિતાશ્રીએ તેમને વીસ વરસ સુધી કુંવારી રાખવાનો તથા પોતે બીજા લગ્ન નહિં કરવાનો નિર્ણય કર્યો હતો, જેથી બેન મુદ્રિકાને માશીને ત્યાં મોટા થવાનુ રહયું માશી અમદાવાદમાજ

રહેતાં હતાં અને તેઓ જુના સનાતની વિચારનાં વૈષ્ણવ હતાં તેમના પિતાશ્રી શ્રી હીરાલાલ મણિલાલ ધ્રુવે સુદ્રિકા બેનને અમદાવાદ તેમનાં માસીને ત્યાં મોકલ્યાં અને ત્યાં તેમનુ જીવન શરૂ થયું.

નિશાળે : ઉંમર થતાં રાયપુરમાં મગનલાલભાઇ કન્યાશાળામાં દાખલ કરવામાં આવેલા જ્યાં અભ્યાસ પુરો થતા બેન સુદ્રિકાને શ્રી મહાલક્ષ્મી ફીમેઇલ ટ્રેઇનીંગ કોલેજમા દાખલ કરવામાં આવ્યાં. તે સંસ્થામાં ચારપાંચ ધોરણુ થયાં ત્યારે ભણુતર ચાલુ રાખવાનું તેમની માશીને ઠીક ન લાગ્યું. પિતાનો વિચાર તો ૨૦ વરસ સુધી મોટી કરવાનો હતો.

શ્રી હીરાલાલભાઇના કાકાની દીકરી બ્હેનને સુદ્રિકાના જેવડીજ એક છોકરી હતી. તે છોકરીના પિતા શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા મુંબઇ ઈલાકામાં સારા હોદ્દા પર હતા. તેમણે તે છોકરીને નાનપણમાં ન પરણાવવાનો નિશ્ચય કર્યો હતો, એટલે શ્રી હીરાલાલભાઈને અનુકૂળતા મળી ગઇ અને સુદ્રિકાબેનને તેની ફોઇને ત્યાં મુકવાની ગોઠવણ થઇ.

માશીને ઘેર બહુ સાદી રીતે રહેવાનુ હતું. અને અત્રે જીવન પ્રણાલિકા જુદીજ હતી, છતાં સુદ્રિકાબેનનો સ્ભાવ પ્રભુએ એવો ઘડયો છે કે જે સ્થિતિ આવી પડે તે સ્થિતિ નભાવી લેજેથી તેમનું જીવન સંતોષકારક રીતે વ્યતીત થયા કર્યું.

અભ્યાસ ખાનગી શિક્ષકો દ્વારાજ ચાલુ હતો પરિક્ષાનો મોહ તે વખતમા હતો નહિ એટલે સાત આઠ વરસ ફોઈને ઘેર પસાર થયા વિસ વરસની ઉમ્મર થતા સગપણની ખટપટ સગાઓ તરફથી શરૂ થઇ ફોઈને ત્યા સસ્કારી અને સેવાભાવી જીવન ગાળવાના પ્રસગો મળતા હતા એટલે તેમના પિતાશ્રીને કોઇ ચિતા કરવાનુ કારણ નહોતુ બાવીસમે વરસે સગપણ થયુ અને પચીસમે વરસે મુબઈની મ્યુનીસિપલ શાળામા કામ કરતા શ્રી હિમતલાલ ગણેશજી અજારીયા સાથે લગ્ન થયા જથી તેમને શાતા કુઝમા રહેવાનુ થયુ.

તે વખતે શાતાકુઝમા વસ્તી થોડીજ હતી અને તેમા પણ ગુજરાતી કુટુબો ઓછા હતા બધા કુટુબો સાથે મળવા ભળવાની અને ઉપયોગી થવાની વૃત્તિને લીધે શાતાકુઝ નિવાસીઓમા એક જાતની મમતા જામી ગઈ હતી.

જી આઈ પી લાઇન પરના ઘાટકોપરમા તે વખતે એક કન્યાશાળા ખોલવામા આવી હતી અને તેમા એક સ્ત્રી મુખ્ય શિક્ષકની જરૂરીયાત ઉપસ્થિત થઈ શ્રી મુદ્રિકાબેનના જાણવામા આ વાત આવી અને ત્યા આગળ પોતાની સેવા અર્પવાનો વિચાર કર્યો પતિની સમતિ તો તેમા હતીજ શાતાકુઝથી ઘાટકોપર જવા આવવામા ઘણી અથડામણ ભોગવવી પડે તેમ હતી, છતા પણ તેમણે હિમત કરી અને છેક લાબા સમય સુધી જ્યારે કુટુબીક

પરિસ્થિતિ ઉપસ્થિત થઈ ત્યાં સુધી તે કન્યાશાળામાં સેવા કરવાનું કામ ચાલુ રાખ્યું.

ઇ. સ. ૧૯૧૩ના અંતભાગમાં, જ્યારે તેઓ બાળકની માતા બન્યાં, ત્યારે તેમની જવાબદારીઓ વધી પડી, અને પછી એકધારૂં માતા અને ગૃહિણી તરીકેનીજ જીવન જીવવાની ફરજ પડી, છતાં પણ કુટુંબોમાં પણ પોતાની અગવડો ન જોતાં સેવા અને મદદ કરવા ચાલુ રાખ્યાં. ગૃહિણી જીવન ગાળતાં ગાળતાં પણ શિક્ષણનું, વ્યાખ્યાનનું, મળવા હળવાનું, વગેરે ઉપયોગી કામો તેમણે ચાલુજ રાખ્યાં.

બીજાની સેવામાં તન, મન, ધનથી એકતાન થઇ જવું, એ શ્રી. મુદ્રિકાબેનના સ્વભાવનું ખાસ લક્ષણ છે. મુંબઈ હિંદુ સ્ત્રી મંડળ, મહિલા મંડળ, ભગિની સમાજ વગેરે સંસ્થાઓ અને મેળાવડામાં પોતાનાથી બનતી સેવા આપવા જરા પણ ચુકતાં નથી. શ્રી જમનાબાઈ સકકાઈ, લેડી લક્ષ્મીબાઈ વગેરે મહાન સ્ત્રી રત્નોના આદર્શો હંમેશા તેઓ નજર સમક્ષ રાખતાં, અને સ્ત્રીજીવન, તેની ઉન્નતિ, સ્ત્રી શિક્ષણ અને સમાજ સુધારામાં યથાશકિત કામ હંમેશા કર્યા કર્યું છે. જ્યારે શાંતાક્રુઝમાં ગુજરાતી વસ્તિ સારા પ્રમાણમાં થઈ ત્યારે રતનબ્હેન લક્ષ્મીદાસ મહેતા અને બીજા કાર્યકરો સાથે મળી, ગુજરાતી સ્ત્રી મંડળની શાખા શાંતાક્રુઝમાં કાઢવાનો શ્રી. મુદ્રિકાબ્હેનને સારો લાભ મળ્યો તેમની સેવાની કદર કરી, સ્ત્રી

મંડળે તેમને પ્રમુખ તરીકે ચુંટી કાઢયાં હતાં- અને તે કાર્યને તેમણે ચાર-પાંચ વર્ષ સુધી ચાલુ રાખ્યું હતું. પ્રમુખપદેથી નિવૃત્ત થયાં પછી પણ ટ્રસ્ટીઓમાં તેમને ખાસ રાખવામાં આવ્યાં હતાં, અને બીજા ટ્રસ્ટીઓની ઈચ્છાને માન આપી તેઓ મેનેજીંગ ટ્રસ્ટી તરીકે હજી સુધી પણ કાર્ય કરી રહ્યાં છે.

સરકારે ડેવલેપમેન્ટ યોજનાઓ જ્યારે તૈયાર કરી ત્યારે તેમાં વાંદરાની ખાડી-જે ભાગમાં પહેલાં હતી ત્યાં ખાર સ્કીમની યોજના કરી ત્યારે શાંતાકુઝમાં રહેતાં કેટલાક ભાઈઓને તે સ્કીમમાં એક હાઉસીંગ સોસાયટી શરૂ કરવાનો વિચાર આવ્યો. શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ, છોટાલાલ બાલુભાઈ કોરાએ એ પ્રવૃત્તિને અપનાવી લીધી. અને પોતાની શકિતઓને એકત્ર કરી શ્રી. લક્ષ્મી હાઉસીંગ કોઓપરેટીવ સોસાયટી શરૂ કરી. ત્યાર પછી મુંબઈમાં કેટલાંક મિત્રો જોડાયા- અને મકાન બાંધવાની શરૂઆત થઈ.

સને ૧૯૨૩માં એ સોસાયટીના નેજા નીચે છ મકાન બંધાયાં; અને ધીમે ધીમે ત્યાં વસ્તી વધવા લાગી. તે પછી એક સાર્વજનિક મકાન અને આગળ છુટી જગ્યા પણ દરેકના ઉપયોગ માટે બંધાણી અને લક્ષ્મી સોસાયટી એ તે નવી જગ્યાનું નામ "લક્ષ્મી નગર" રાખ્યું. ત્યાં અંજારિયા કુટુંબે પણ વસવાટ કર્યો હતો. ત્યાર પછી વસ્તી વધતીજ ગઈ અને "લક્ષ્મી નગર સાહિત્ય

સભા" સ્થપાણી તે સાહિત્ય સભાના બે સેક્રેટરીમાંથી એક શ્રી મુદ્રિકાબ્હેન હતાં. ગાંધીજીની દાંડી કુચથી માંડી, સત્યાગ્રહ અને દેશ ખાતેની ચળવળ જ્યાં સુધી ધીમે ધીમે મંદ પડી ત્યાં સુધી આ સાહિત્ય સભાએ, વ્યાખ્યાનો, જયંતિઓ, સ્નેહ સંમેલનો, વસંતોત્સવ, શરદુત્સવ વગેરે જુદી જુદી પ્રવૃત્તિઓ કરી સમાજ સેવા બજાવ્યા કરી, અને તેમાં શ્રી. મુદ્રિકાબેન અગત્યનું અંગ બની ગયાં હતાં.

નીમક સત્યાગ્રહની અસર ખારમાં પણ પુષ્કળ થઈ હતી, અને રેંટીયા પ્રવૃત્તિ, ખાદી વેચાણ, હિંદી પ્રચાર વગેરે હિલચાલો પૂર જોસમાં ચાલુ થઈ હતી. આ બધી હિલચાલોમાં શ્રી. મુદ્રિકાબ્હેને ઘણોજ સારો ફાળો આપ્યો, અને તેના કાર્યોકરોને સારો સાથ આપી રહ્યાં. સવિનય ભંગ અને અસહકારનું વાતાવરણ જામતું ગયું-અને બીજી બધી પ્રવૃત્તિઓ મંદ પડી- અને રાજકીય ચળવળ દરેકનું ધ્યાન ખેંચી રહી. તે અરસામાં શ્રી જવાહરલાલ નહેરૂની જન્મતિથી ઉજવવા સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો, ત્યારે ખારની સ્ત્રી શક્તિ તેનો ભંગ કરવા તૈયાર થઈ. શ્રી. હર્ષદાબહેન દિવાનજી અને બીજી અગ્રગણ્ય કાર્યકરો સાથે શ્રી. મુદ્રિકાબહેને પણ સારો સહકાર આપ્યો, અને તેને પરિણામે તેમણે સાત અઠવાડીયાં જેલની યાત્રા પણ ભોગવી.

ત્યાર પછીનાં વર્ષો, કુટુંબીજનોની સેવામાં ગયાં- છતાં પણ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ પછી ગાંધીજી પાછા

કર્યાં, અને જે આંદોલન શરૂ થયું, તેમાં શ્રી. મુદ્રિકાબ્હેન મુખ્ય હતાં. અને બે પખવાડીયાની-સજા વગરની જેલ અટકાયતની સજા તેમણે ભોગવી હતી. ત પછી તો કુટુંબ માં ઘણું ઘણું બની ગયું- પિતાની માંદગી અને અવસાન. કોઈ ફુવાની માંદગી અને અવસાન, પોતાની માંદગી, પુત્રીની માંદગી વગેરે સંસારિક અથડામણો અને મુશીબતો આવી અને તેમનાથી જાહેર સમાજ સેવા કરવાનું અશકય બની ગયું- છતાં પણ યશ તો પહેલાં હતી તેટલીજ રહી. ઓલ ઈન્ડીયા વિમેન્સ કાઉન્સીલની ખાર-શાંતાકુઝની શાખા-ઓમા કાર્ય કરવાનો મોકો મળ્યો અને તેની જવાબદારી લેવાનું કહેવામાં આવ્યું, ત્યારે તેઓ ના પાડી શકયાં નહિ.

જન સમુદાયમા સાધારણ સમાનતાથી મળવું હળવું, મેવા ધર્મ અને સ્વધર્મનો આદર્શ રજુ કરવો, જીવનને ઉદ્યોગી અને સંતાપી બનાવવાનો પ્રત્યક્ષ બોધપાઠ આપવો, અને દરેક કાર્યમાં યશસ્વી રીતે રસ લઈ, એકધારૂં કામ કરવું- એ શ્રી મુદ્રિકાબહેનનો ખાસ ગુણ છે આવી નારીઓ દરેક ગામમાં જન્મો, અને શ્રી. મુદ્રિકાબહેન માનવતાના દિવડા ઘરઘર વધુને વધુ પ્રગટાવે, એ અભ્યર્થનાએ પ્રભુ તેમને દીર્ઘાયુ બક્ષે



## શ્રી માનબેન પદમશી



શ્રીમતી માનબેનનો જન્મ સવત ૧૯૪૮ના શ્રાવણ માસમા મુબઈના પ્રખ્યાત રૂના વ્યાપારી દશા ઓસવાળ જૈન શેઠ જેઠાભાઈ વર્ધમાનને ત્યા થયો હતો

તેમના લગ્ન દશ વરસની ઉમરે શેઠ પદમશી રતનશી સાથે થયા હતા કેટલોક વખત સમારી કાર્યોમાજ

ગયો પણ કમનસીબે ૨૫ વરસની ઉંમરે તેઓ બેન વિધ્વા થયાં.

પાછળની જીંદગી સેવા કરવામાંજ વ્યક્તિ કરવાનો પાકો નિર્ણય થયો. પહેલા ગુજરાતી જ્ઞાન ઘરમેળે મેળવ્યું.

સવંત ૧૯૭૫ના કચ્છ માયરામાં એકજ વરસ સારૂ પાંજરાપોળ ખોલી. ગરીબ માણસોને રોજી મળે તે સારૂ એક તળાવ ખોદવાનું શરૂ કરાવ્યું જેમાં ૨૦૦ માણસોને રોજી મળતી હતી એટલુંજ નહિ પણ ૨૦૦ જાનવરો સાથે સાથે નભતા હતા. આ તળાવમાં કુવા પણ કરાવ્યા હતા.

સાયરામાં ગુંજરાતી નિશાળ ખોલી ત્યાર પછી પર-જાઉમાં પણ ખોલી અને જે હજી સુધી ચાલે છે તેવા બીજાં કેટલાંક ગામડાઓમાં નિશાળ ખોલવાનો પ્રબંધ કર્યો હતો

સવંત ૧૯૭૮માં સાયરામાં ફરી પાંજરાપોળ ખોલી હતી સવંત ૧૯૮૩ના જળ સંકટ સમયે તેમના ભાઈ શ્રી મણિલાલ વર્ધમાન તરફથી ગામડાઓમાં ફરી ગરીબોને અનાજ તથા કપડાં આપવા ખુબ જહેમત ઉઠાવી હતી. તે સીવાય ગરીબ ખેડુતોને વાવેતરમાં જરૂર પડતું બીજ આપ-વામાં આવ્યું હતું અને જેઓના ઘર પડી ગયા હતા તેમને પણ યોગ્ય મદદ કરવામાં આવી હતી.

સને ૧૯૪૨ થી-૧૯૪૪ સુધી સાયરામાં સસ્તું અનાજ આપવાની ગોઠવણ કરી હતી. સને ૧૯૪૪ના મુંબઈના ધડાકાની હોનારત વખતે કચ્છી ભાઈઓ સારૂ

એક રસોડું ખોલવામાં આવ્યું હતું તે સમયે તેમના ભાભી શ્રી મણીબાઈએ સારી મદદ કરી. હતી છ માસ સુધી રસોડું ચલાવ્યું ગરીબોને કપડાં પણ આપવાની યોજના કરી હતી.

બીજી બેનોના સહકારથી માટુંગામાં પણ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તથા બાલમંદીર ખોલવામાં આવ્યા અને હજુ સુધી ચાલે છે. સને ૧૯૪૪માં બાલમંદીરમાં સસ્તા દરે દવા આપવા સારૂ સાર્વજનિક દવાખાનું તેમણે ખોલ્યું છે જે હજુ સુધી ચાલુ છે.

મુંબઈમાં દશા ઓસવાળ કન્યાશાળા તથા મહિલા મંડળની શરૂઆત તેમનાથી થઈ હતી ને હજુ સુધી ચાલે છે. શ્રી. મહિલા મંડળના હાલમાં તેઓ પ્રમુખ છે.

તેઓ સાદા અને માયાળુ સ્વભાવના છે. તેઓ સાચે સાચી વાત મ્હોં પર કરનારા છે. ગમે તેવી શ્રીમંત બ્હેન હોય પણ તેઓને ગેરવ્યાજબી લાગે તો નીડર રીતે કહ્યા વગર રહેતા નહીં.

કચ્છી ભરત કામનો તેમને ઘણો શોખ છે જેથી ઘણી ગરીબ બ્હેનો પાસે કામ કરાવી તેમને ઉત્તેજન આપે છે.

માટુંગામાં ગુજરાતી કુટુંબોમાં તેમની સારી પ્રતિષ્ઠા છે. તેઓ હંમેશા સેવા કરવા તત્પર રહે છે. પરમાત્મા આવી બ્હેનોને સેવા કરવા દીર્ઘાયુ અર્પે.

## શ્રી રસિકમણીબ્હેન દેશાઈ



મુંબઇ જેવા શહેરમાં એકનિષ્ઠાથી કોઇપણ જાહેર કાર્યમાં ત્રણ દાયકા જેટલા લાંબા સમય સુધી મચ્યા રહેવું એ બહુ અસામાન્ય બાબત ન હોય તો પણ તદ્દન સામાન્ય બાબત નથી. શ્રી રસિકમણી બ્હેન દેશાઇ સને ૧૯૧૭માં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના મંત્રી તરીકે ચુંટાયાં ને અનેક

ફેરફારો પછી પણ આજે તેઓ એ માનવંતા પદે જવાબદારી પૂર્વક કાર્ય કરી રહયા છે તે હકીકત જેમ એ સંસ્થાને તેમ એમને પોતાને પણ ગૌરવ અપાવે એવી છે.

એમનો જન્મ તા. ૨૧ જુન સને ૧૮૯૧માં સર ચુનીલાલ એચ. સેતલવડને ત્યાં થયો હતો. કુટુંબના સંસ્કારી વાતાવરણને લીધે એમને સાધારણ અભ્યાસનો ને તેથીયે વિશેષ તો સામાજીક દ્રષ્ટિનો લાભ મળી શકયો.

ચૌદ વર્ષની ઉમરે સને ૧૯૦૫માં દિ. બ. અંબાલાલ શાકરલાલ દેશાઈના પુત્ર બાલ મુકુન્દરાય જોડે એમના લગ્ન થયાં. પિતૃપક્ષના સંસ્કાર વારસાને ઓપ ને વિકાસ આપી શકે એવો શ્વસુરપક્ષ પણ એમને મળ્યો એ એક સુયોગજ ગણાય. કમનસીબે એકજ દાયકા પછી સને ૧૯૧૬માં બાલમુકુંદરાયનું અવસાન થયું, ને રસિકમણી બ્હેનને વૈધવ્યનો દુર્યોગ આવી પડયો. આમ છતાં પરિણીત જીવનના ટુંકા ગાળામાં પણ એ દંપતીએ જે કંઈક ઉન્નત સ્વપ્નો કલ્પેલાં તેને નવીન આકાર આપવાની ઇચ્છાથી. સમાજ સેવાના ક્ષેત્રમાં રસિકમણી બ્હેને માતપિતાના આશીર્વાદ સાથે અને ઈતર સજ્જનો તેમજ સુલેચ્છકોની પ્રેરણાથી પ્રવેશ કર્યો. આમ કરીને એમણે પોતાના સદ્દગત પ્રિયજનનું ખરેખરૂં શ્રાધ્ધજ. કર્યુંજ છે એવી એમની પોતાની સ્પષ્ટ સમજ છે.

પ્રધાનપણે શ્રી. રસિકમણી બ્હેન ગુજરાતી હિંદુ સ્રી મંડળમાંજ ઓતપ્રોત થયાં છે તે છતાં તે સેવા સદન,

બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સિલ, બોમ્બે વિમેન્સ એસો-સીએશન, સાહિત્ય સંસદ અને એવી બીજી અનેક જાહેર સંસ્થાઓના કાર્યમાં પ્રસંગાનુસાર પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રસ લેતા રહ્યા છે, એટલુંજ નહિ પરંતુ જુદે જુદે પ્રસંગે ઉપસ્થિત થયેલાં જાહેર પ્રજાને રાહત આપવાના કાર્યમાં યથાશક્તિ એમણે પ્રવૃત્તિ કરી છે.

એમનામાં રહેલી વ્યવસ્થા શક્તિનો લાભ પણ જુદા જુદા પ્રદર્શનો અને ઈતર મોટા પ્રસંગોને એમણે આપેલો છે.

સને ૧૯૨૯માં એમણે ભરૂચ ખાતે ભરૂચ સ્ત્રી મંડળ નામની નવી સંસ્થા પણ સ્થાપેલી છે ને તેના વિકાસમાં અત્યંત કાળજી ભર્યો રસ તેઓ લીએ છે.

કેળવણી સામાન્ય પ્રકારની મળેલી ને ધાંધલિયાપણું જરાય નહિ તે છતાં અસામાન્ય વ્હેવ્હાર બુદ્ધિથી જાહેર સંસ્થાના કાર્યમાં એઓ હંમેશાં આગળ પડતો ભાગ લઇ શક્યાં છે. એમનો વિનય પણ લાક્ષણિક છે આ ગુણને લીધે એ અનેક મતમંતારનું સ્થિર દષ્ટિએ અવલોકન કર્યા કરે છે ને પોતાના દ્રઢ નિર્ણયો બાંધી શકે છે. એમની સેવા વૃત્તિનું કેન્દ્ર તો ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ છે પરંતુ એ કેન્દ્રમાં રહીને પણ પોતાની શાન્ત છતાં ઉત્સાહી કાર્ય-શક્તિની અસર આજે અનેક ઠેકાણે પહોંચાડી શકે છે. જાહેર સમાજની વધારે ને વધારે સેવા કરવા સારૂ તેમને પરમાત્મા દીર્ઘાયુ અર્પે એજ.

## શ્રીમતી કાન્તાગૌરી હિમતલાલ શાહ



શ્રી. કાન્તાબ્હેનનો જન્મ સને ૧૯૧૦મા ખભાતમાં થયો હતો એમના પિતા શ્રી ઓચ્છવલાલ ગોવિદલાલ શાહ ખભાતના દશા શ્રીમાળી વણીક જ્ઞાતિના એક કુલીન કુટુંબના ગૃહસ્થ હતા. શ્રી ગોવિદલાલ ઘણા પ્રતિષ્ઠિત રાજ સેવક અને જ્ઞાતિ સેવક હતા ખભાતના નનામી રાજ્યમા એમનુ સ્થાન ઘણું ઉચ્ચ હતું શ્રી કાન્તાબેનનો જન્મ આવા એક ગૌરવવત કુટુબમા થયો હોવાથી

કુટુંબની કુલીનતા અને સંસ્કારીતા તેમના હોય એ સ્વ ભાવિક છે. એમના પિતા ઓચ્છવલાલે મુંબાઈને એમના જીવન ક્ષેત્ર માટે પસંદ કર્યું. શ્રી. કાન્તાબેન નાનપણથીજ મુંબઈના નિવાસી બન્યા. ગુજરાતી છ ચોપડી સુધીનું જ્ઞાન સંપાદન કર્યા પછી એમનો વિચાર થોડું આંગલ ભાષાનું શિક્ષણ મેળવવાનો હતો. પરંતુ એમની માતાના અકાળ અવસાને અને પોતાના નાના ભાઈ બ્હેનોની સંભાળ રાખવાનો ભાર તેમના પર આવી પડવાના કારણે એમની એ જ્ઞાન પ્રાપ્તિના કાર્યમાં બાધા ઉત્પન્ન કરી. આવા પ્રતિકુળ સંજોગોમાં પણ એમણે લલિત કળાનું થોડુંક જ્ઞાન મુંબઈમાંજ મેળવ્યું, અને એ અભિરૂચીને પરણિતા થયા પછી અધિકાંશે પરિતૃપ્ત કરી.

સને ૧૯૨૫માં એમનાં લગ્ન જંબુસરના રહીશ ભાઈ હિમતલાલ મોહનલાલ શાહ સાથે થયાં. હિમતલાલભાઈ રંગુનમાં કામ કરતા હોવાથી શ્રી. કાન્તાબેન રંગુન નિવાસી બન્યા. એમનું સંસાર અને કાર્યક્ષેત્ર રંગુન બન્યું.

શ્રી. હિંમતલાલ જેવા ઉચ્ચ કેળવણી પામેલા અને બહુશ્રુત સ્વામીની સહ ધર્માચારિણી તરીકે એમના જ્ઞાનનો બની શકે તેટલો અધિકલાભ ગૃહજીવનની ઉપાધીઓ છતાં એમણે લેવા માંડયો.

શ્રી હિમતલાલ રંગુનની શ્રી હિતવર્ધક સભા અને લાઇબ્રેરીના સતત્ આઠ વર્ષ સુધી માનદ મંત્રી અને સંચાલક હોવાનો લાભ શ્રી કાન્તાબ્હેને સારી રીતે લીધો. ગૃહ શૃંગાર અને સજાવટનો એમનો શોખ અપૂર્વ હતો. વિવિધ પ્રકારના અદ્યતન શૃંગારોથી એમનું ગૃહ ઘણું સુશોભિત બનાવ્યું હતું. પોતાના શોખને તૃપ્ત કરવા માટે એમણે સારૂં ગૃહ

પુસ્તકાલય રચાવ્યું હતું. એમાં લગભગ ચારથી પાંચ હજારની કિંમતના પુસ્તકો હતાં. કળા રસિક પણ કંઈ ઓછા નહિ. નવાનવા પ્રકારનાં ભરતગુંથણનો શોખ સારો કેળવ્યો હતો. શિવણનું પણ સારું જ્ઞાન મેળવ્યું હતું.

એમના સ્વાગતશીલ સ્વભાવનો પરિચય મેળવવાનું સદભાગ્ય ભાઈ હિમતલાલના મિત્રો અને પરિચાયકોને સાંપડયું હતું. એ ઘણાં હોંશીલા અને ઉમંગી છે. કાંઈક ઉર્મિપ્રધાન પણ છે. સ્નેહભરી લાગણીઓથી એમનું હૃદય સદાયે ભરપુર હોય છે. સામાજીક કાર્યોમાં તે રસ લેતાં હતાં પરંતુ રંગુનનું ક્ષેત્ર સંકુચિત અને મર્યાદિત હોવાથી એ શોખના વિકાસને માટે એમને સંયોગો પ્રાપ્ત થયા નહોતાં. શ્રી. કાન્તાબેન એક આદર્શ સુગૃહિણી, બહુશ્રુત, લલિતકળાવિજ્ઞ અને બુદ્ધિમંત સન્નારિ તરીકે રંગુનના ગુર્જરોની સમાજમાં સુપ્રસિદ્ધ હતાં.

એઓ હાલમાં મુંબઈ નિવાસી છે. પોતાના વિવિધ શોખને પોષવા અને સંતોષવા આશરે ત્રણ ચાર વરસથી ભગિની સમાજના સભ્ય બન્યા છે અને તેના સાધનોનો યોગ્ય લાભ મેળવે છે.

એમનું જીવન સાદું અને સંતોષી છે છતાં એમની જ્ઞાન પિપાસા હજુ પણ અતૃપ્ત છે. અસ્વસ્થ આરોગ્ય એમના ઉમંગને અવરોધે છે એજ એક દુર્ભાગ્ય છે. શાંત સ્વભાવ તો હજુપણ અપરિવર્તિત રહેલો છે સૌજન્ય વૃદ્ધિ પામ્યું છે. ગયા વર્ષથી તેમણે હિંદી રાષ્ટ્ર ભાષાનો અભ્યાસ આરભ્યો છે અને પ્રારંભિક પરિક્ષા આપી છે. તેનો અભ્યાસ આગળ વધારવા તેઓ ઘણા આતુર છે.

તેમની અભિલાષાઓ પુર્ણ કરવા પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે.

## શ્રી. વિજ્યાબેન રતિલાલ શેઠ



શ્રી વિજ્યાબેનનો જન્મ કાઠીયાવાડના પ્રથમ પંક્તિના બારીસ્ટર તથા પોરબંદર રાજ્યના માનવંતા ન્યાયાધિસ શ્રી વનેચદ ઝવેરચંદ મોદીને ત્યા સને ૧૯૯૮ના અકટોબર માસની પાંચમી તારીખે થયો હતો.

સુધારક વિચારના માબાપના લાડ તળે ઉછરી ગુજરાતિ શિક્ષણ રાજકોટની કન્યાશાળામાં લીધું હતું.

તેમના લગ્ન રાજકોટના મહાન મુત્સદી શેઠ મોતીચંદ ઓઘવજીના પુત્ર શ્રી. રતિલાલ મોતીચંદ શેઠ સાથે સને ૧૯૧૩માં થયા હતા.

શ્વસુર ગૃહે આવ્યા પછી થોડાજ માસમાં તેમના સાસુજી ગુજરી ગયા ને કુટુંબમાં મોટા હોવાથી ઘરનો બોજો બધો માથે આવી પડ્યો. સંયુકત બહોળા કુટુંબમાં લગભગ નાના મોટા થઈને ૫૦નો આંકડો થતો હતો.

જુવાન જોદ્ધા જેવા ત્રણ દીયર હતા પણ એક પછી એક આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા. તેમની વિધ્વાઓને આશ્વાસન આપવું અને તેમના નાનાં નાનાં બચ્ચાંઓની સંભાળ લેવાનું કામ પણ તેઓને માથે આવી પડ્યું. તેઓ ઉંચા ખાનદાન કુટુંબની પુત્રી હોવાથી આ ફરજ બજાવી શકે. આજ કાલના બૈરાંઓ પોતાના બચ્ચાંઓને સંભાળી શકતા નથી જેથી આયાને સોંપે છે ત્યારે આ બેને તો પોતાના બચ્ચાંઓ સાથે ત્રણ દીયરનાં બચ્ચાંઓને ઉછેરી મોટાં કર્યા. આજ લગભગ બધા કમાતા થયા છે ગુજરાતમાં ઘણાં કુટુંબો વિભકત રહેલા હતા તે ફક્ત આવી સહનશીલતા તથા કુટુમ્બીક ભાવનાવાળી બ્હેનોનેજ આભારી હતા.

તેઓ ઘણા વિનયી, નિરાભિમાની તથા મીલનસાર બ્હેન છે. ઉચ્ચ સુધારક કુટુંબમાં લાડથી ઉછરેલ છે છતાં તેને કોઇ દિવસ કુટુંબીક કાર્યોમાં ધ્યાન આપવામાં અણુગમો થયો નહોતો.

પરમાત્મા આવી ગુજરાતની ગૌરવશાળી બેનને દીર્ઘાયુ અર્પે એજ.



## શ્રી. લીલાવતી સી. મહેતા



શ્રી લીલાવતી બેનનો જન્મ રાજકોટના પ્રખ્યાત મહાન મુત્સદી શેઠ મોતીચંદ ઓધવજીના પુત્ર શેઠ રતિલાલ મોતીચંદ શેઠને ત્યાં સને ૧૯૦૨ના નવેમ્બર માસની ૧૪મી તારીખે થયો હતો.

સંસ્કારી માબાપના લાડમાં ઉછરી તેમણે ગુજરાતી શિક્ષણ રાજકોટની કન્યાશાળામાં લીધું હતું, અને અંગ્રેજી જ્ઞાન લગભગ પાંચમાં ધોરણ સુધી ઘર મેળે મેળવ્યું હતું.

તેમના લગ્ન બર્માના મશહુર દાકટર પ્રાણજીવન જગજીવન મહેતાના દીકરા શ્રી. છગનલાલ મહેતા સાથે સને ૧૯૧૭ના ફેબ્રુઆરી માસમાં થયા હતા.

પરણીને રંગુન ગયા ત્યાં ઘરની દેખરેખ રાખવાનો બોજો તેમની માથે આવી પડયો હતો. હિંદુસ્તાનના તમામ નેતાઓ જે બર્મામાં આવતા તેઓ દાકટરશ્રી જે. મહેતાને ત્યાં ઉતરતા હતા એટલે તેમની આગતા સ્વાગતા કરવાનું કામ તેમને માથે આવી પડતું હતું. દાકતર મહેતાના ઉદાર સ્વભાવને અંગે આવા મોંઘેરા મેમાનના આગમન વખતે ગામના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોને જમવાના આમંત્રણ અપાતા હોવાથી કામનો બોજો ઘણો વધતો પણ પરમાત્માની કૃપાથી તેઓ તેમા ફતેહ મેળવતા અને યશને પાત્ર થતા હતા.

છેલ્લા વિશ્વવિગ્રહ વખતે તેઓ આખા કુટુંબ સાથે બર્મામાં રહી ગયા હતા. જાપાને બર્મા લીધું તે વખતે ઇન્ડીયન ઇન્ડીપેન્ડન્સ લીગની સ્થાપના કરી તેમાં બર્મા ટેરીટોરીયલ કમીટી કર્નલ કીતાબેના અધ્યક્ષપદે બનાવવામાં આવી તેમાં તેઓ શ્રી સભ્ય તરીકે એકલાજ હતા. આ કમીટીથી ઘણા હિંદીઓના મકાનો બચ્યા છે.

પાઉઠોમાં ઘણા હિંદીઓ રહેતા હતા ત્યાં શ્રી. રાસ બીહારી ઘોષની સુચના મુજબ પાઉઠો લેડીઝ ઓરગેનાઇ-ઝીંગ કમીટી બનાવી હતી જેનાં શ્રી લીલાવતી બેન મંત્રી હતા.

શ્રી. નેતાજી સુભાષચંદ્ર બોઝના આવવા પછી આઝાદ હિંદ ફોજની તા. ૨૧ ઓકટોબર ૧૯૪૩ ના શુભ દીને સ્થાપના થઈ. આ ફોજમાં થોડોક વખત કેમ્પ કમાન્ડર તરીકે કામ કર્યું, પછી રીક્રુટીંગ ઓફીસર તથા ફંડ કલેક-શનના સભ્ય તરીકે કામ કર્યું.

સને ૧૯૪૬ ના માર્ચ માસમાં તેઓ હિંદુસ્તાન આવ્યા છે. તેમના સત્કાર્થે મુંબઈની પ્રાંતિક કોંગ્રેસ કમીટી ત્યા ઘણી સ્ત્રી મંડળો તરફથી જુદી જુદી વખતે મેલાવડા કરવામાં આવ્યા હતા. શ્રી જૈન યુવક મંડળ તરફથી પણ મેલાવડો કરવામાં આવ્યો હતો.

તેઓ આઝાદ હિંદી ફોજના કામકાજ પ્રસંગે પાટણ, કલકત્તા તથા બીહાર ગયા હતા.

હાલમાં તેમના નાના પુત્રની કેળવણી અર્થે મુંબઇમાં તેમના પીતાશ્રીને ત્યાં રહે છે.

હિંદુસ્તાનને જરૂર પડે આ બેનોને સેવા કરવાની અપૂર્વ શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ.

---

## શ્રી. કુ. રમા મહેતા



કુ. રમા બ્હેનનો જન્મ બર્માના મશહુર ડાક્ટર પ્રાણજીવનદાસ જગજીવન મહેતાના પુત્ર શ્રી. છગનલાલ પ્રાણજીવન મહેતાને ત્યાં રંગુનમાં સને ૧૯૨૨ના ડીસેમ્બર માસની ત્રીજી તારીખે થયો હતો.

દાદાના લાડ તળે ઉછરી ગુજરાતી જ્ઞાન ગુજરાતી કન્યાશાળામાં લીધું હતું અને પછી યુરોપીયન ડાયોસેસન ગર્લ્સ હાઈસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો.

વિશ્વયુધ્ધ વખતે માબાપ રંગુનમાં રહી ગયા હતા જેથી તેઓ પણ ત્યાં રહી ગયા હતા.

સને ૧૯૪૩માં તેઓ આઝાદ હિંદ ફોજમાં જોડાયા હતાં. આઝાદ હિંદ ફોજની ઝાંસીની રાણી રેજીમેન્ટમાં બે વિભાગ હતા, એક નર્સિંગ વિભાગ અને બીજો લડત વિભાગ. નર્સિંગ વિભાગમાં નવ માસ સુધી કામ કરી તે કોર્સ પુરો કર્યો અને પછી લડત વિભાગમાં જોડાયા તેમાં મીલીટરી ટ્રેઈનીંગમાં રાઈફલ, પિસ્તોલ, ટોમીગન, સ્ટેનગન તથા મશીનગન વાપરવાનું શીક્ષણ લીધું. ત્યારબાદ મશીનથી ચાલતી એક ઈન્ચ તથા બે ઇન્ચ ગન વાપરતા શીખ્યાં. આ ગનમાં લગભગ દોઢશેરનો ગોળો વપરાય છે. આ સિવાય તેમણે અંગ્રેજીનો સારો અભ્યાસ કરેલો હોવાથી ડીસીપ્લીનથી ઓર્ગેનાઇઝ કરવાનું સારૂં જ્ઞાન મેળવ્યું છે.

તેઓ આઝાદ ફોજમાં ઝાંસીની રાણી રેજીમેન્ટમાં હવાલદાર હતા અને પછી તેઓએ તે રેજીમેન્ટમાં સેકન્ડ લેફ્નન્ટનો હોદ્દો મેળવ્યો હતો.

તેઓ સને ૧૯૪૬ ના માર્ચ . હિંદુસ્તાન આવેલ છે. અત્રે ઘણી મીટીંગોમાં પી આઝાદ



હિંદનુ ગીત ગાયું હતું. મુબઈની પ્રાંતિક કોંગ્રેસ કમીટી તથા ઘણી સ્ત્રી મંડળો તરફથી જુદે જુદે વખતે તેમના સત્કારાર્થે મેળાવડા ગોઠવવામાં આવ્યા હતા. શ્રી જૈન યુવક મંડળ તરફથી પણ મેળાવડો કરવામાં આવ્યો હતો

પાટણ તરફથી આમંત્રણ મળ્યું હતું જે સ્વીકારી પાટણ ગયા હતા. શ્રી. શરદચંદ્ર બોઝ તરફથી આઝાદ હિંદ

ફોજના અમલદારોને નિમંત્રણવામાં આવ્યા હતા ત્યારે તેઓ કલકત્તા તથા બીહાર ગયા હતા

હાલમાં તેમના માતુશ્રી સાથે મુંબઈમાં તેમના નાના સાથે રહે છે.

આવી ગૈનિક બેનને દેશની સેવા કરવાની શકિત સાથે દીર્ઘાયુ અર્પે એજ.



### શ્રી. સંતોક અભેચંદ શાહ.



શ્રી સંતોક બેનનો જન્મ પોરબંદર (સુદામાપુરી)માં સવંત ૧૯૬૪ના અષાડ સુદ ૮ના થયો હતો. તેમના પિતાશ્રી શેઠ કપુરચંદ જેઠાભાઈ વિશા મોરડીયા વણીક પોરબંદરમાં જાણીતા ગૃહસ્થ છે.

કુટુંબના ઉચ્ચ સંસ્કારો માતુશ્રી તરફથી મેળવ્યા બાદ શ્રી પોરબંદર કન્યાશાળામાં દાખલ થયા જ્યાંથી ગુજ

પુત્રના લગ્નમાં તો સૌ કોઈ ખર્ચ કરે પણ આ દંપતી પુત્રી તથા પુત્રને સમાન ગણતા હતા. તેમના દીકરી ધનકુંવર બ્હેનના લગ્ન સારૂ જ્યારે દેશમાં આવ્યા હતા ત્યારે તેઓએ સારો ખર્ચ કર્યો હતો. તેમનો સણાવતનો ઝરો ચાલુ રહ્યાજ કરતો હતો.

આ લગ્ન પ્રસંગે તેમની જ્ઞાતિની બેનોએ શ્રી. સુરજ બ્હેન હરીલાલ ધ્રુવના પ્રમુખપદે સ્ત્રીઓની સભા બોલાવી શ્રી. સંતોક બ્હેનને માનપત્ર આપ્યું હતું.

તેમને બે પુત્રો તથા ચાર પુત્રીઓ છે. ત્રણ પુત્રીઓના લગ્ન કરી દીધાં છે. પુત્રીઓ લગ્ન પછી પણ ઉંચ્ચ જીવન ગાળી શકે તેવી રીતે તેઓના તરફ ધ્યાન આપતા હતા.

તેમના મીલનસાર સ્વભાવથી જ્ઞાતિની તથા અન્ય બ્હેનો શ્રી. સંતોક બ્હેનની દેશમાં હાજરી હોય ત્યારે તેમને મળવા આવતા હતા તેથી હમેશા પ્રવૃત્તિમાંજ રહેતા હતા.

તેમના પતિશ્રી સખાવતો કરે તેમાં હંમેશાં પ્રફુલ્લ વદને સહકાર આપતા હતા એટલુંજ નહિ પણ કેટલીક વખતે ગરીબ બ્હેનોની તકલીફોની વાતો પોતે સાંભળી તેમના પતિશ્રીને આવી બ્હેનોને મદદ કરવા ખાસ ભલામણ હતા.

વા[illegible] [illegible]વી દંપતિને શુભ કાર્યો કરવા પ્રભુ

રાતિ જ્ઞાન મેળવ્યું. વાંચનનો શોખ હોવાથી તેમણે વાચનથી તથા અનુભવથી સારૂં જ્ઞાન મેળવ્યું. સાથે સાથે થોડું અંગ્રેજી જ્ઞાન પણ મેળવ્યું.

તેમના લગ્ન સંવત ૧૯૭૬ના માહ શુદ ૫ના શુભ દીને ભાગ્યશાળી શ્રી. અમેચંદ ગીરધરભાઈ સાથે થયા હતા તે નશીબવંતા બેનના લગ્ન પછી દિવસે દિવસે તેઓની સ્મૃધ્ધિમાં વધારો થવા લાગ્યો હતો.

શ્રી. સંતોક બ્હેન સંવત ૧૯૮૨માં પહેલ વહેલા રાત સમુદ્રમાં આબીસીનીયાના કામરાન ગામમાં ગયા. તેઓ મિલનસાર સ્વભાવના નિરાભિમાની અને સેવા ભાવી હોવાથી થોડાજ સમયમાં ત્યાંના લોકોની સારી પ્રીતિ સંપાદન કરી શકયા. તેમના પતિશ્રી વ્યવસાયમાં મશગુલ રહેતા જેથી ગરીબ બેનો તેમની પાસે જવાને બદલે શ્રીમતિ સંતોક બ્હેન પાસે જતી અને પોતાના સુખદુઃખની વાતો કરતી. તેઓ તે બેનોની વાતો સાંભળી પોતાનાથી બની શકે તો પોતેજ મદદ કરતા અને જો પોતાનાથી બની ન શકે તેમ હોય તો શ્રી અમેચંદભાઈને ફુરસદના વખતે સમજાવી તે સબંધી યોગ્ય ભલામણ કરતા જેથી તે બેનો તેમને માતુશ્રી તરીકે ગણાતા હતા.

તેઓએ દરીયાઇ મુસાફરી ચાર વખત કરી હતી. જ્યારે જ્યારે દેશમાં આવે ત્યારે જ્ઞાતિની વિધ્વા બેનોને તથા અન્ય ગરીબ બેનોને યથાયોગ્ય મદદ કરતા હતા.

પુત્રના લગ્નમાં તો સૌ કોઈ ખર્ચ કરે પણ આ દંપતી પુત્રી તથા પુત્રને સમાન ગણતા હતા. તેમના દીકરી ધનકુંવર બ્હેનના લગ્ન સારૂ જ્યારે દેશમાં આવ્યા હતા ત્યારે તેઓએ સારો ખર્ચ કર્યો હતો. તેમનો સખાવતનો ઝરો ચાલુ રહ્યાજ કરતો હતો.

આ લગ્ન પ્રસંગે તેમની જ્ઞાતિની બેનોએ શ્રી. સુરજ બ્હેન હરીલાલ ધ્રુવના પ્રમુખપદે સ્ત્રીઓની સભા બોલાવી શ્રી. સંતોક બ્હેનને માનપત્ર આપ્યું હતું.

તેમને બે પુત્રો તથા ચાર પુત્રીઓ છે. ત્રણ પુત્રીઓના લગ્ન કરી દીધાં છે. પુત્રીઓ લગ્ન પછી પણ ઉંચ્ચ જીવન ગાળી શકે તેવી રીતે તેઓના તરફ ધ્યાન આપતા હતા.

તેમના મીલનસાર સ્વભાવથી જ્ઞાતિની તથા અન્ય બ્હેનો શ્રી. સંતોક બ્હેનની દેશમાં હાજરી હોય ત્યારે તેમને મળવા આવતા હતા તેથી હંમેશા પ્રવૃત્તિમાંજ રહેતા હતા.

તેમના પતિશ્રો સખાવતો કરે તેમાં હંમેશાં પ્રફુલ્લ વદને સહકાર આપતા હતા એટલુંજ નહિ પણ કેટલીક વખતે ગરીબ બ્હેનોની તકલીફોની વાતો પોતે સાંભળી તેમના પતિશ્રીને આવી બ્હેનોને મદદ કરવા ખાસ ભલામણ કરતા હતા.

આવા સેવા ભાવી દંપતિને શુભ કાર્યો કરવા પ્રભુ દીર્ઘાયુ કરે એજ અભ્યર્થના.

---

શ્રી. કાશીબેન ભાવસાર



શ્રી. કાશીબેનનો જન્મ સવંત ૧૯૫૪ના પોષ શુદ ૧૫ ના થયો હતો. નાનપણમાંજ માતુશ્રીના સ્વર્ગવાસથી ઘરનો સઘળો બોજો તેમના પર પડવાથી ઘરગથુ સારૂ જ્ઞાન મેળવ્યું હતું.

તેમના લગ્ન શ્રી. હરકીશનદાસ પેઈન્ટર સાથે થયાં હતાં. ૧૮ વરસની વયે શ્વસુર ઘેર ગયા, ત્યાં પણ ઘરનો બોજો તેમનેજ ઉપાડવાનો હતો

સ્ત્રી સમાજની સેવા કરવાની તિવ્ર આકાંક્ષા હોવાથી ઘરકામમાંથી જલદીથી પરવારી ફાલતુ વખતમાં સેવા કરવાની ઈચ્છા થવાથી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સભ્ય થયાં. તે મંડળ તરફથી ફંડ ઉઘરાવવા સારૂ એક સેવીકા તરીકે કામકાજ શરૂ કર્યું. આ મંડળના સને ૧૯૨૮માં ઉજવાયેલા રજત મહોત્સવ પ્રસંગે શ્રી. કાશીબેનને સરટીફીકેટ આપવામાં આવ્યું હતું.

સને ૧૯૩૦ની દેશની સ્વતંત્રતાની લડતમાં સ્વયંસેવીકા તરીકે જોડાયા. વડાલામાં મીઠાની લડત વખતે એમને પકડવામાં આવ્યા પણ તુરતજ છોડી દેવામાં આવ્યા હતા.

પરદેશી કાપડના બહિષ્કારની લડતમાં પીકેટીંગ કરવામાં સારો હીસ્સો લીધો હતો જેથી તેઓ વધારે જાણીતા થયા હતા.

સને ૧૯૩૧ ની સાલમાં કરાંચીમાં ભરાયેલી કોંગ્રેસમાં મુંબાઈથી સ્વયંસેવીકા તરીકે ત્યાં ગયા હતા. હરીપુરામાં પણ કોંગ્રેસ સ્વયંસેવીકા તરીકે હાજરી આપી હતી.

દારૂની પીકેટીંગ વખતે પણ સ્વયંસેવીકા તરીકે હીમતભર્યું કામ કર્યું હતું તે વખતે દુરાચારીઓની ગાળો સહન કરીને પણ પોતાની ફરજ બજાવી હતી. એક બે વખત સોડાની ભરેલી બાટલીઓના મારમાંથી બચી ગયા હતા.

સને ૧૯૩૨ ની સત્યાગ્રહની લડત શરૂ થઇ ત્યારે કોંગ્રેસ પત્રીકા થોકડાબંધ તેમને ત્યાં આવતી, તે વખતે અનેક સ્વયંસેવકો મારફતે કોટ ખાતે પત્રીકા વ્હેચાવવાનું કામ કર્યું હતું.

સને ૧૯૩૪ ના ફેબ્રુઆરી માસમાં ચોપાટી ઉપર મળેલી ગેરકાયદેસર સભામાં આગેવાન સ્વયંસેવીકા તરીકે હાજરી આપી હતી ત્યારે તેમને પોલીસે પકડી જેલના મહેમાન બનાવ્યા. એમના જેલવાસ દરમીયાન તેમનો નાનો છોકરો ઘણો બીમાર થઇ ગયો હતો, તેની ખબર તેને થાણા જેલમાં મળેલી તો પણ જેલમાંથી બહાર આવવાની ઇચ્છા કરી નહોતી.

તેમના પતિશ્રી પણ કોંગ્રેસમાં સ્વયંસેવકોના અગ્રણી તરીકે ભાગ ભજવતા હતા, અને તેમને પણ જેલમાં જવું પડયું. છતાં તેથી ન ગભરાતાં પોતાનો ઘરનો વ્યવહાર બરાબર ચલાવતા હતા.

હાલમાં તેઓ કોંગ્રેસ સેવીકા દળના એક જુના અને અગ્રગણી સેવીકા તરીકે કામકાજ કરે છે. તે સાથે ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, કોટ હિંદુ સ્ત્રી મંડળ, જૈન મહિલા સમાજ, ભગિની સમાજ વીગેરે મંડળોનાં સેવીકા તરીકે પોતાની સેવા આપી રહ્યા છે.

તેઓની સ્થિતિ ગરીબ છે છતાં પોતાના કામથી વહેલાંસર પરવારી સમાજના કાર્યો કરવા ઉત્સુક રહે છે.

પરમાત્મા આવી સેવા ભાવી બ્હેનને દીર્ઘાયુ અર્પે એજ.